॥ ભગવાન કરૂણાસાગરો વિજયતે ॥

# શ્રી બાલકૃષ્ણ ભજનાવલી ભાગ-૩




## ભાગ-૩

રચયિતા

સંતશ્રી બાલકૃષ્ણ મહારાજ ગુરૂશ્રી નારણદાસજી



મહાન તપસ્વી રઘુરામજી મહારાજ ગુરૂશ્રી ભગવાન કરૂણાસાગર

(ઉમરા-સુરત)

:: જન્મ ::
ફાગણ સુદ-૧૧ સંવત ૧૮૨૫

:: કૈવલધામ ::
જેઠ સુદ-૧૧ સંવત ૧૯૫૬

## કૈવલ જ્ઞાન જ્યોતિર્ધર



**પરમહંસ સુખાનંદજી ગુરૂશ્રી દામોદરદાસજી મહારાજ**

(વડોદરા)

શ્રી ભગવાન કરૂણાસાગર સ્વરચિત ધર્મગ્રંથોનું
ગુજરાતીમાં પ્રથમ અનુવાદ કરનાર

# શ્રી બાલકૃષ્ણ ભજનાવલીની પ્રસ્તાવના

**શ્રી બાલકૃષ્ણ સેવકરામ ઉપાધ્યાય** બાળપણથી જ કાયમપંથ-જ્ઞાન સંપ્રદાયના ચુસ્ત અનુયાયી હતા. તેમના પિતાશ્રી સેવકરામે પણ ભગવાન કરુણાસાગરની પાસે કંઠી ઉપદેશ ગ્રહણ કરી આ સંપ્રદાયમાં જ્ઞાનમય જીવન ગુજારી ગયેલા છે. શ્રી બાલકૃષ્ણ મહારાજશ્રીના ભજનો-પદો વાંચતા જણાય આવે છે કે મહાન સમર્થ પરમગુરુ ભગવાન કરુણાસાગર અને તેમના ગુરુશ્રી નારણદાસજીની અસીમ કૃપા વિના આ કાર્ય શક્ય નથી. શ્રી બાલકૃષ્ણ મહારાજશ્રીએ પદોમાં અપાર હરિરસ ઠાલવી હદ વાળી દીધી છે. ભજનો અને પદો જોતાં લાગે છે કે તેમની અંતરગતી પ્રભુ અને તેમના ગુરુ સાથે કેવી હશે!

ભક્તજનોની સતત માંગણી વધી જતા આ ભજનાવલી સુવ્યવસ્થિત રીતે છપાવવાની ફરજ પડતા તેમાં ભાગ-૨ અને ભાગ-૩ એમ બહાર પાડવામાં આવેલ છે પરંતુ ભાગ-૧ કોઈ પાસે ઉપલબ્ધ હોય તો અમને જણાવશો જેથી વધુ ભજનનો લાભ બધા લઈ શકે.

ભજનોમાં તેમણે પતિપદની ઓળખાણ, ગુરુ બંદગી, પ્રાર્થના, વિનંતી, સુસંગત સાધી કુસંગતી ટાળવી, આ યુગની ચાલતી પ્રવૃત્તિઓ, સંત સમાગમની આદ્ય લઈ ઘણી બધી બાબતોનો સમાવેશ ગાગરમાં સાગરના રુપે કરેલ છે.

આપણે સૌ તેમના ઋણી કહેવાઈએ પણ ભજનોની બાબતને વાસ્તવિક જીવનમાં ઉતારી ઉત્તમ માર્ગે ચાલતા ઋણ અદા કરી શકાય.

**લિ. ભગવાન કરુણાસાગર મંદિર**

સમસ્ત ભક્ત મંડળ - ડુંભાલ, સુરત

## સંતશ્રી બાલકૃષ્ણ મહારાજ રચિત ધૂન

હરિ ભજનમાં હરદમ રહીને, શુધ્ધ મારગડે ચાલો રે;
જન્મ મરણનું જોખમ ભાગે, પીવોને અમૃત પ્યાલો રે.
ટેક

અમૃત પ્યાલો મહા મતબાલો, શમદમ સાધનવાળો રે;
આત્મજ્ઞાન પ્રેમરસનો પૂરણ, સદા ભર્યો નહિ ઠાલો રે.
હરિભજન... ૧

અમૃતપાન કરવા કોઈ પ્રેમી, સંત સમાગમ ઝાલો રે;
આપનું આપ ખોજો તનમાંહી, થઈને હરિનો લાલો રે.
હરિભજન... ૨

હરિભજનથી હોઈ નિસ્તારા, અવર ભ્રાંતિ સહુ ટાળો રે;
તીવ્ર ત્યાગ વૈરાગ આવતા, મિથ્યા સુખ નહિ મ્હાલો રે.
હરિભજન... ૩

નવધા સહિત પ્રેમશિર સાધન, આપ પતિને નિહાળો રે;
''**બાલકૃષ્ણ**'' શુધ્ધ ગુરુગમ મલતા, હું પણુ તુંહી મા ગાળો રે.
હરિભજન... ૪

## મહંત શ્રી સરજ્યુદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




એકલ પ્રેમ પહોંચે નહી, જહાં જહાં જાય ફસાય,
જબ સતગુરૂપે ઉપજે, પ્રેમ અમુલ કહેવાય.

## સંત શ્રી નિર્મળદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




પ્રેમ નેમ પ્રીત્યે કરી, ઘરો શ્રીમંત કુવેર શરન;
નારણદાસ નિશ્ચે કહે, મીટે જનમને મરણ.

# ✻ ભાગ-૩ : અનુક્રમણિકા ✻

श्री परमगुरवे नमः



જ્ઞાન સમ્પ્રદાય

# ભજન સાગર

## ભાગ - ૩



સંતશ્રી બાલકૃષ્ણ મહારાજ રચિત



### ધોળ પદ ૨૧

(રાગ - સામૈયાનો)

આજે અનુપમ દહાડો રે, ધન્ય ગુરુજી પધાર્યા ...ટેક.

ગુરુજી પધાર્યા ને પુષ્પે વધાવ્યા,
હરિજનને મન ભાવ્યા રે. ધન્ય ગુરુજી...૧

ચૈતન બ્રહ્મનું ચિન્હ ચીનાવી,
આપમાં આપ લખાવ્યા રે. ધન્ય ગુરુજી...૨

હરિજન પર બહુ હેત ધરીને,
અનુભવ અમૃત લાવ્યા રે. ધન્ય ગુરુજી...૩

કરૂણા કટાક્ષે પાત્ર જનોને,
પ્રેમના પ્યાલે પાયા રે. ધન્ય ગુરુજી...૪

પરમ ચિંતામણિ પરમગુરુના,
સાધક મસ્ત બનાવ્યા રે. ધન્ય ગુરુજી...૫





સકલ સિદ્ધાન્તનો સાર સમાવી,
કર્તા કૈવલ યશ ગાયા રે. ધન્ય ગુરુજી...૬

પાખંડ કેરૂ ખંડના કરતા,
શ્રીમંત્ કુવેર ગુરુરાયા રે. ધન્ય ગુરુજી...૭

અપરોક્ષ જ્ઞાનનો ભેદ ભણાવી,
અંશીમાં અંશ મેલાયા રે. ધન્ય ગુરુજી...૮

ધન્ય ધન્ય રે ધન્ય ભાગ્ય જનોનું,
અલભ્ય લાભ કમાયા રે. ધન્ય ગુરુજી...૯

શૂન્ય નિવાસી કૈવલ વિલાસી,
મનુષ્ય તનુમાં આવ્યા રે. ધન્ય ગુરુજી...૧૦

ગુરુ નારણના ચરણ કમળમાં,
**બાલકૃષ્ણ** સ્થિર થયા રે. ધન્ય ગુરુજી...૧૧

## ધોળ પદ ૨૨

જેના તનમાં તપ્યો રે વૈરાગ, આત્મ ઉપાસવા રે,
તેને લેવો ગુરુ કેરો લાગ, હરિપદ પામવા રે. ટેક.

ગુરુ શોધવા ચૈતન વેત્ત, આત્મ ઉપાસવા રે,
પોતે અનુભવેલું ફલદેત. હરિપદ પામવા રે...૧

જ્ઞેય ધ્યેય ઘણા ગતિયાર, આત્મ ઉપાસવા રે,
દેશે વેદ શાસ્ત્ર તણો સાર. હરિપદ પામવા રે...૨

સંધ્યા જપ તપ તિર્થનું મહાત્મ, આત્મ ઉપાસવા રે,
સહવૃતની સિદ્ધિ ફલ આત્મ. હરિપદ પામવા રે...૩



ગુરુ ત્રાતા તરણ ઉભયેવ, આત્મ ઉપાસવા રે,
તેવા પ્રમાણીને કરો સેવ. હરિપદ પામવા રે...૪

જોઈ જીજ્ઞાસુ જનનું અંકુર, આત્મ ઉપાસવા રે,
કરે વચન વૃષ્ટિ પ્રેમપુર. હરિપદ પામવા રે...૫

શુદ્ધ વચને ધરો નિજ લક્ષ, આત્મ ઉપાસવા રે,
સદા મન રહેણીએ સમક્ષ. હરિપદ પામવા રે...૬

પુનિ ઉજાગ્રત અતિ પ્રેમ, આત્મ ઉપાસવા રે,
ત્યારે રહેશે નિદિધ્યાસ નિયમ. હરિપદ પામવા રે...૭

અજંપા ધ્યાન સાધન થાય, આત્મ ઉપાસવા રે,
ૐકાર સોહંગે સમાય. હરિપદ પામવા રે...૮

મલી સચેત વૃત્તિ સમુદાય, આત્મ ઉપાસવા રે,
આત્મ રૂપ વિષે અર્પાય. હરિપદ પામવા રે...૯

ઘટ મઠનો કરી પટ નાશ, આત્મ ઉપાસવા રે,
માત્ર આત્મ હરિ એક તાસ. હરિપદ પામવા રે...૧૦

અન્ય આવ્રણ ત્યાં નહિ લેશ, આત્મ ઉપાસવા રે,
ચૈતન્ય મય ગુરુ ઉપદેશ. હરિપદ પામવા રે...૧૧

જેના પુણ્ય તણો નહિ પાર, આત્મ ઉપાસવા રે,
તેવા પામે આહાવો અધિકાર. હરિપદ પામવા રે...૧૨

**બાલકૃષ્ણ** અધિકારી જન, આત્મ ઉપાસવા રે,
રહે વૈરાગ્યમાં નિશદિન. હરિપદ પામવા રે...૧૩

## ધોળ પદ ૨૩

સત્ય કૈવલ પદ સાચુ રે, કાચુ આ કાવું;
સદ્‌ગુરુની શ્રેણીયે રે, પૂરણ પદ પાવું. ...૧

પૂરણ પદ કૈવલનું રે, નહિ ન્યૂનતા જેમાં;
વિશેષ વિભૂતિ પોખે રે, આત્મા તન બેમાં. ...૨

કરી મટે નહિ કોઈથી રે, નિપજે નહિ લેશ;
કબુલ કરી દોષ કર્મનો રે, સહે સુખ દુઃખ કલેશ. ...૩

કર્યા ફરી નવ કરવું રે, હિરણ્ય ગર્ભ એવું;
જોતાં જડે નહિ યુક્તિ રે, કરતા પ્રભુ તેવુ. ...૪

આ પ્રભુને અલંકાર રે, કહો કેવા રે દઈશું;
શ્રીમત્ કુવેર ગુરુગમથી રે, ઘટતા ગુણ ગઈશું. ...૫

પંચાલંક શિર સોહીયે રે, સમર્થ સ્વામિને;
ઘટે નહિ કોઈ અન્યને રે, અંતરયામિને. ...૬

આદ્ય સક્ત સ્વરાજ્ય રે, કરુણેશ કૈવલ જે;
આદ્ય સનાતન સૂન્યમાં રે, અંતે એકલ એ. ...૭

સક્ત સંકલ્પ કરીયો રે, સૃષ્ટિ વ્યષ્ટિનો;
અનુકુલતા સુખ ભુગ્તે રે, ભોગ પરમેષ્ટિનો. ...૮

ચૈતન્ય અમલ ચરાચર રે, સ્વરાજ્યનો સઘળે;
એકદેશી મહા શૂન્યમાં રે, અકળીત કોઈ ન કળે. ...૯

સર્વજ્ઞ બ્રહ્મ વૃત્તિ રે, વ્યાપક વિસ્તારી;
મહદ્ બ્રહ્માંડે ભાસી રે, અણુ અણુમાં પસારી. ...૧૦

કરુણેશની કરુણાઓ રે, ચૌદ દેવવાળી;
એક વડે સૌ જીવને રે, સામાન્ય સુખકારી. ...૧૧

એક એક રિદ્ધિ સૌમાં રે, સૌથી સુખ પામે;
નિજ પતિ દે અંશ ભૂક્તે રે, થઈ રળીત વિરામે. ...૧૨

ઉપજણ પહેલી આજે રે, સુખ સિદ્ધિ જેવી;
મૂળથી તેજ પ્રમાણે રે, પ્રત્યેક જીવ જેવી. ...૧૩

પ્રથમ ભરી કરુણાઓ રે, જડવત્ શમદમથી;
સચેત કરે અંશ પ્રેરી રે, કરુણેશ અગમથી. ...૧૪

કૈવલ એક વળ વિના રે, બ્રહ્મ વળ ભર્યો ભવમાં;
નામ રૂપ ગુણ બનીયાં રે, ભિન્ન ભિન્ન જગ તવમાં. ...૧૫

ત્રીપદ જીવ માયા બ્રહ્મ રે, વળ રૂપ વિસ્તાર્યાં;
જીવ માયા જડ બીજમાં રે, બ્રહ્મ તોય પસાર્યાં. ...૧૬

કૈવલ બિંબથી અંશા રે, પ્રતિબિંબ તન શિખરે;
ચૈતન્ય ચરાચર અંશનું રે, બ્રહ્મ વળમાં પ્રસરે. ...૧૭

રોમ રોમનો થઈ દૃષ્ટા રે, જીવ રૂપ તન ભોગી;
પ્રણવનું પાન કરીને રે, રહે સમ દમ યોગી. ...૧૮

યોગ ભોગની રિદ્ધિ રે, કૈવલ સોઈ દાતા;
સધર સત્ય કૈવલ સદ્ય રે, સંત શાસ્ત્રીય ગાતા. ...૧૯

સંત શિરોમણી સાગર રે, કૈવલના વેત્તા;
અન્ય ઉપજણમાં અટક્યા રે, કોઈ અહંબ્રહ્મ કહેતા. ...૨૦

યથાર્થ જાણી માણી રે, સ્વામી શ્રીમત્ કુવેરે;
કૈવલ અંશ પુની ઉપજણ રે, કથી સર્વ સુપેરે. ...૨૧

કરુણાસાગર સુખ આપે રે, ટાળી સૌ આંટી;
બાલકૃષ્ણ ગુરુ નરવેદ રે, મુકાવે ઘાંટી. ...૨૨



# ધોળ પદ ૨૪

સદા ઉપાય કરો સુખના રે, દુઃખના દ્વંધ ટાળી;
સંત વચન સત્ય માનો રે, નાખો અહંપદ ગાળી. ...૧

સંત દયાળુ દાંના રે, પરમારથી પોતે;
પરમ અર્થ તે સાર રે, સ્વાર્થ નહિ જોતે. ...૨

આદ્ય અનાદ્ય જુઠાનું રે, ભાન તે ભુલાવે;
સચેત રહી સન્મૂખમાં રે, જો જે જન જાવે. ...૩

નીતિ નિયમ શુદ્ધ પાળી રે, નિજ તનને સુધારે;
પરનિંદા પર દ્રોહના રે, સંકલ્પો વાળે. ...૪

અનુભવ વચન વિલોકી રે, ધ્યાન તે પર રાખે;
વ્યવહારિકની વાતો રે, અણભાવથી દાખે. ...૫

સગાં સહોદર મનથી રે, તે મિથ્યા માને;
હરિ ગુરુ સંત એકરૂપમાં રે, સમજે શુદ્ધ શાને. ...૬

અવગુણતા નહિ ગાવી રે, ગુણની થાય દૃષ્ટિ;
કામ ક્રોધ મોહ મરતાં રે, મતિ હોય ઉત્ કૃષ્ટિ. ...૭

પરનારી પ્રસુતા રે, અંતરમાં ગણશે;
અવિદ્યા બંધ તુટી રે, સદ્વિદ્યા ભણશે. ...૮

જન્મ મરણ દુઃખ ટાળવા રે, ઉપાય ગુરુગમનો;
જ્ઞાન ગોળીયો ખાઈને રે, પ્રહેજ પળે યમનો. ...૯

સુખ સંપન્યનાં લક્ષણ રે, ઔષધ આ ખાશે;
નીતિ નિયમ નહિ પાળતાં રે, રવિ સુત ઘેર જાશે. ...૧૦

સદ્ગુરુ વૈદ્ય છે સારા રે, સ્વામી શ્રીમત્ કુવેર;
કરે ઉપાય ગુરુ જેનો રે, તેનું જાય અંધેર. ...૧૧





તંતે તંતની નાડી રે, અનુભવથી જોતા;
દર્દ પ્રમાણે દવા દઈ રે, આવ્રણ દુ:ખ ખોતા. ...૧૨

**બાલકૃષ્ણ** અઘ રોગી રે, તું જાને શરણે;
આપનું આપ બચાવવા રે, જઈને પડ્ય ચરણે. ...૧૩

## ધોળ પદ ૨૫

(અધ્યાત્મિક તિર્થ)

કહે છે સંગ જાત્રાળુ રે, તિર્થો અમે બહુ કરીયાં;
પુછુપ્રેમ કરીને રે, કહો ક્યાં ક્યાં ફરીયાં? ...૧

પ્રૌઢ તિર્થ છે કાશી રે, કરણીયે શુભ ગયાં રે હશો;
વિશ્વનાથ મહેશ પદ રે, કેવા તે અમને કહેશો? ...૨

અન્ય દેવળો અણઘડ રે, નાનાં મોટાં જોયાં કે?
માંહે અકળ દેવોનાં રે, દર્શન તો હોયાં કે? ...૩

ગંગા યમુના સરસ્વતિ રે, ત્રણે ઘાટ જોયા કે?
જ્ઞાન ગંગા જળ પીને રે, અંતર મળ ધોયા કે? ...૪

મન મરણ કર્ણિકા રે, ઘાટે મન માર્યાં હશે?
દશ ગોદાન દઈને રે, ગોવિંદમાં વાળ્યાં હશે? ...૫

સ્નાન કરીને અંતરથી રે, પાળ્યા કે નિયમો મનથી?
પીયુ પાખે પતિ વ્રત રે, પળીશ નહિ કોના વતી? ...૬

ત્રિવણી કેરો સંગમ રે, જાત્રાળુઓ જુઓને?
પ્રવાહ વિષે સ્તંભી રે, પાતક મહા ખૂઓને? ...૭

દુજાં દર્શન દરશ્યાં કે, અન્નપૂર્ણા રે તણાં?
સદા સંતોષ નિધિ રે પામ્યાં કે ભૂખ્યાં ઘણાં? ...૮





ભાવ ભૈરવ ભેટ્યા રે, કે ભાવ બાકી ગણો?
બાકી હોતો બંધાજો રે, બાંધી કરને તાંતણો? ...૯

વળી ગગન ગુહાઓ રે, જોઈકે યોગ તપની?
કેમ ઘેર ઘેર ભટકો રે, ત્યજી અજંપા જપની? ...૧૦

વળી ભસ્મ વૈરાગ્યની રે, શરીરે શું લેશ નથી?
ઘટમાળા ગોવિંદની રે, તૂટી ગઈ મુખે કથી? ...૧૧

વળી ગોકુળ મથુરાં રે, વૃદાંવન જોયાં હશે?
તમે અખંડ લીલામાં રે, રહેવા ચિત્ત પ્રોયાં હશે? ...૧૨

સત્ય વહેવાણી યમુનાં રે, સુચી સ્નાન કરીયાં કે?
કાંઠે કદમ ટોચે કૃષ્ણ રે, દર્શન દ્રષ્ટે પડીયાં કે? ...૧૩

ગુણ ધારી ગોવરધન રે, અધર ધર્યો છે કે સદા?
ગોપી ગોવાલ બચાવ્યાં રે, નિર્ભય તમે થયાં કે તદા? ...૧૪

ચોરાસી કોશ કેરી રે, પ્રકંમાઓ ફરીયાં કે?
ચોરાસી લક્ષ ફેરી રે, ટાળી દ્રઢ કરીયાં? ...૧૫

અગ બગ ધેનુ પુતના રે, માર્યા કે મરશે હજુ?
ષડ્રિપુ સંહારી રે, મ્હાલે તેનુ મસ્ત ગજુ. ...૧૬

પ્રણવ પ્રાગને પાંદડે રે, પ્રભુજી નિરખ્યા કે?
ગયાજીમાં ગયો હોતો રે, ભૂમિ કોઈ હરખ્યાં કે? ...૧૭

જગન્નાથની જુક્તિ રે, જાણી કે શેષ રહી?
વરણાંત્તર ટાળી રે, અદ્વૈત થયાં કે નહિ? ...૧૮

આવાગમન જે દ્વારા રે, મતિ તમે તો ન લહી?
કો દ્વારે થઈને જાશો રે, દ્વારીકાપુરી એ સહી? ...૧૯



ગુરુબોધ ઉત્તરના રે, પંથે કોઈ પળીયા કે?
જ્ઞાન દશા શીતળતાયે રે, હિમાલયે ગળીયા કે? ...૨૦

ચારે ધામ ચકાશી રે, તત્ત્વ સાર ગ્રહણ કરો;
અડસઠ સફળ તેનાં રે, નહિ તો અડસટ્ટે ફરો. ...૨૧

મન માત્રા સાક્ષર ભુલી રે, અડસેટ વાક્ય શું વદતા?
તિર્થો અડસેટ બદલે રે, અડસટ્ટે સૌ આથડતા. ...૨૨

શુદ્ધ સમજણ વિના રે, સદા સુખ કોને નથી;
જાત્રાની કરી માત્રા રે, ભુલી ભટકો તનથી. ...૨૩

ભુલ્યા તે સર્વે ભ્રમતા રે, જાણે તે તો ભ્રમશે નહિ;
જાણશે તેને તનમાં રે, ભુલી આપ શોધે કંઈ. ...૨૪

તનમાં કેમ જડશે રે, વિના ગુરુની ગતિએ;
**બાલકૃષ્ણ** ગુરુપદ રે, ગણો તિર્થ અતિએ. ...૨૫

## ધોળ પદ ૨૬

(અધ્યાત્મિક કૃષ્ણ જન્મનું ધોળ)

અક્ષર બ્રહ્મ શ્રી કૃષ્ણ જન્મીયા,
જન્મ ધરીયો રે તત્ત્વ જ્ઞાનની જાણ.
અક્ષર બ્રહ્મ શ્રી કૃષ્ણ જન્મીયા.......ટેક.

નાભી કમળ મથુરામાં પ્રકટીયા.
કરવાને રે ભવબંધની હાણય. અક્ષર બ્રહ્મ...૧

મનુષ્યા તન દ્વાપર અંતમાં,
ત્યજ્યો અનિત્ય રે, ગ્રહ્યો નિત્ય વિવેક. અક્ષર બ્રહ્મ...૨

સહાય કારણ ૐકાર રૂપે આવીયા,
દેખી દુખીયાં રે દંપતિને વિશેક. અક્ષર બ્રહ્મ...૩

શુદ્ધ વિચાર વસુદેવ તાતના,
દૈવી ઈચ્છા રે દેવકી કેરે પેટ. અક્ષર બ્રહ્મ...૪

જીવપણા રૂપી કંશ મારવા,
પોતે પ્રગટ્યા રે પુરુષોત્તમ નેટ. અક્ષર બ્રહ્મ...૫

સાત કમળથી જ્ઞાન ગર્ભ સપ્તનો,
જીવ બુદ્ધિયે રે થયો છે જ્યારે નાશ. અક્ષર બ્રહ્મ...૬

અક્ષર ધામ અષ્ટમેથી આવીયા,
જન્મ અષ્ટમો રે અક્ષર અવિનાશ. અક્ષર બ્રહ્મ...૭

શ્રાવણ માસ સચેતન ઉત્તમ,
ઉત્તમ રેણીરે કૃષ્ણ કેરી છે પક્ષ. અક્ષર બ્રહ્મ...૮

આઠે અંગે ભક્તિ તિથિ અષ્ટમી,
શ્રદ્ધા સહિત રે મધ્ય રાત્રિ પ્રત્યક્ષ. અક્ષર બ્રહ્મ...૯

શુદ્ધ સંકલ્પના બુધ વાસ રે,
વળી નક્ષત્ર રે ધારણા રોહિણીમાં. અક્ષર બ્રહ્મ...૧૦

સર્વથી જાદે જાદવ કુળમાં,
જદુરાયે રે ધર્યો જન્મ અણીમાં. અક્ષર બ્રહ્મ...૧૧

દિવ્ય દર્શન દઈ માત તાતને,
બોલ્યા વચન રે, ઉરનો અહંમેવ. અક્ષર બ્રહ્મ...૧૨

કારાગ્રહનું સંકટ મોટું કાપવા,
અવતરીયા રે તમથી સ્વયંમેવ. અક્ષર બ્રહ્મ...૧૩

ગુપ્ત વાત આ કહેવી ન કોઈને,
રાખો અંતર રે અતિશય હુલ્લાસ. અક્ષર બ્રહ્મ...૧૪

સર્વ કાર્ય શાન્તિથી કરો તમે,
રખે જાણતા રે પાપીઓ છે ચોપાસ. અક્ષર બ્રહ્મ...૧૫

ષડ્‌રિપુ આદિ સર્વે શત્રુઓ,
જઈ કહેશે રે કંસને જો આ વાત. અક્ષર બ્રહ્મ...૧૬

કબુદ્ધિનો એ કંસ છે પાપીયો,
આવી કરશે રે અતિશય ઉત્પાત. અક્ષર બ્રહ્મ...૧૭

વસુદેવને વિનતી કરી એટલી,
મૂકી આવો રે મન ગોકુળ ગામ. અક્ષર બ્રહ્મ...૧૮

રખો કલ્પાંત કરતા રે મનથી,
કરવાં છે રે કંઈ કંઈનાં કામ. અક્ષર બ્રહ્મ...૧૯

જહદા જહદ્‌ જશોદાને સોંપજો,
આનંદ નંદજી રે જુએ પુત્રની વાટ. અક્ષર બ્રહ્મ...૨૦

યોગ માયા પુત્રી લેઈ આવજો,
મહા શક્તિ રે જન્મ્યાં તમ માટ. અક્ષર બ્રહ્મ...૨૧

વર્ષ એકાદશ દિન બાવન,
શમી જાશે રે ઈંદ્રિ અક્ષર માંહી. અક્ષર બ્રહ્મ...૨૨

લીલા અખંડ કરી વૃંદાવનમાં,
મોટા થઈશું રે ત્યારે આવીશું આંહી. અક્ષર બ્રહ્મ...૨૩

કંસ તણો નિર્વંસ કર્યા પછી,
સૌની સાથે રે કરશું સુખે નિવાસ. અક્ષર બ્રહ્મ...૨૪

ઓહંગ રૂપ બનાવી આ વિશ્વને,
સોહંગ પદમાં રે કરવો છે સમાસ. અક્ષર બ્રહ્મ...૨૫



પછી સૂક્ષ્મ રૂપે ઘન શ્યામશ્રી,
જન્મ લીલા રે જણવી એવી ત્યાંય. અક્ષર બ્રહ્મ...૨૬

પ્રણવ વેગી વસુદેવ પરવર્યા,
અધર લીધા રે પ્રભુને ઉર માંહાંય. અક્ષર બ્રહ્મ...૨૭

યમુના રૂપે સુક્ષ્મણા ઉલટી,
હરખે હરિના રે કરી ચરણ પખાળ. અક્ષર બ્રહ્મ...૨૮

પરમ વિભૂતિ પામી પ્રભુ ચરણની,
માગ દેતાં રે યમુના તત્કાળ. અક્ષર બ્રહ્મ...૨૯

ગુંજ ગોકુલ ગલીયો આ કુંજની,
જોતા જોતા રે આવ્યા નંદજીને દ્વાર. અક્ષર બ્રહ્મ...૩૦

સર્વોત્તમ મંદિર રૂડું શોભીતુ,
સર્વે રિદ્ધિ સિદ્ધિ રે નહિ ન્યૂન લગાર. અક્ષર બ્રહ્મ...૩૧

નિર્ભય દ્વાર ખુલ્યાં સદા કાળમાં,
વસુદેવે રે કર્યો માંહી પ્રવેશ. અક્ષર બ્રહ્મ...૩૨

જશોદાજીએ કન્યાને જન્મીયાં,
સર્વે સુતાં રે પરમાનંદ દેશ. અક્ષર બ્રહ્મ...૩૩

પ્રાણાધાર પ્રભુજીને મૂકતાં,
નથી રહેતું રે મન ધૈર્યથી હાથ. અક્ષર બ્રહ્મ...૩૪

પરમ રત્ન ચિંતામણી પામીયો,
કેમ છાજે રે મમ ભાગ્ય અનાથ. અક્ષર બ્રહ્મ...૩૫

વહેલી સહાય કરજો તમે શામળા,
જસોદાના રે થઈ જગમાં જાણ્ય. અક્ષર બ્રહ્મ...૩૬

નંદા નંદની વધામણી છૂટશે,
પ્રભાતે રે ગોકુળ ગામે પ્રમાણ. અક્ષર બ્રહ્મ...૩૭



ધીરજવંતા થઈ વસુદેવજી,
કર્યો પ્રણામ રે ત્યજીયો પુત્ર ભાવ. અક્ષર બ્રહ્મ...૩૮

યોગ શક્તિ લીધી બાળા વિજળી,
રાખી જતને રે કરી જુક્તિ જડાવ. અક્ષર બ્રહ્મ...૩૯

દેવકીજીને પુત્રી ત્યાં સોંપીયાં,
નવ જાણે રે કોઈ પુરમાં આ વાત. અક્ષર બ્રહ્મ...૪૦

રૂદન શબ્દ શીશુનો રે સાંભળ્યો,
ત્યારે રક્ષકે રે કરી કંસને વાત. અક્ષર બ્રહ્મ...૪૧

કબુદ્ધિ કંસ કોપીને આવીયો,
લાવ્ય લાવ્ય રે એ શત્રુ મમ પાસ. અક્ષર બ્રહ્મ...૪૨

દયા પાત્ર દેવકીજીને દુભતો,
ક્રુર વચને રે બોલતો દઈ ત્રાસ. અક્ષર બ્રહ્મ...૪૩

દીન વચને બોલ્યાં બંધુ માહ્યરા,
લાવો દીલમાં રે દયા કાંઈ લગાર. અક્ષર બ્રહ્મ...૪૪

કર્યાં કર્મ ભોગવવાં છે તાહ્ય રે,
શીદ થાતો રે અતિ બાળ હત્યાર. અક્ષર બ્રહ્મ...૪૫

કરી ક્રોધ પુત્રી લીધી જોરથી,
આ શું કૌતક રે નહિ પુત્ર આવાર. અક્ષર બ્રહ્મ...૪૬

પડ્યો ભ્રાન્તિયે ભર્મને ભાગવા,
નવ સમજ્યો રે જે કર્તવ્ય કિરતાર. અક્ષર બ્રહ્મ...૪૭

પુત્રી ઉંચી કરી રે પછાડવા,
ગઈ છટકી રે મહાબળની એ રેખ. અક્ષર બ્રહ્મ...૪૮



અધિપતિ અસુર કેરા હાથથી,
ઉર્ધ્વ માર્ગે રે ચઢી ગગનમાં છેક. અક્ષર બ્રહ્મ...૪૯

બોલી વચન જાતાં ઘણી વેગમાં,
તારો શત્રુ રે મહાલે ગોકુળ માંહાંય. અક્ષર બ્રહ્મ...૫૦

સુણી શબ્દ મૂર્છાગત થઈ પડ્યો,
ત્રાસ પામ્યો રે ધજા ધ્રુજે છે તાંહાંય. અક્ષર બ્રહ્મ...૫૧

ભોગ રૂપી તે ભડ ત્યાં તો ડોલીયા,
ત્રાસ ધરતા રે સર્વે આસુરી લોક. અક્ષર બ્રહ્મ...૫૨

ત્યજી અન્ન રૂદન કરે સર્વથા,
વ્યાપ્યો સઘળે રે કાંઈ હર્ષ ને શોક. અક્ષર બ્રહ્મ...૫૩

ગોકુળ ગામે આનંદ અતિ ઉપન્યો,
વાગે વાજાં રે નંદરાયને દ્વાર. અક્ષર બ્રહ્મ...૫૪

જ્ઞાન રૂપી ત્યાં ગોળ વહેંચાવીયા,
તન મન ધનનાં રે દાન દેતા અપાર. અક્ષર બ્રહ્મ...૫૫

બ્રહ્મા ઈંદ્ર શક્તિ સુર હરખીયા,
અતિ હરખ્યા રે જ્ઞાની ધ્યાની મહેશ. અક્ષર બ્રહ્મ...૫૬

સ્વર્ગે અનહદ દુંદુભિ ગાજતી,
જય જય બોલે રે સત્ય લોક સુરેશ. અક્ષર બ્રહ્મ...૫૭

ગાયો મહિમા શ્રી ગુરુના પ્રતાપથી,
કૃષ્ણ જન્મ રે અહોનિશ આનંદ. અક્ષર બ્રહ્મ...૫૮

**બાલકૃષ્ણ** અધ્યાત્મક અનુભવે,
તેના ટળશે રે ભવબંધન ફંદ. અક્ષર બ્રહ્મ...૫૯



# પ્રબંધ પદ

## પદ ૧

(રાગ - પ્રબંધ)

અરે હાય દિલ દહાય, પિયુ ન પાય સુરતી, પિયુ ન પાય સુરતી.
પોકાર કરતી ફરે ચિત્તવૃત્તિ.... ટેક.

અરે કોણ કર્મે આ સ્થળમાં હું આવી,
અરે કોણે વિધવિધ ઘાટમાં ફસાવી;
હવે કેમ નથી તે લેતા બોલાવી.
મૂક્તા ક્યાં મરતી. પિયુ પોકાર. ૧

અરે ક્યાંથી આવી ક્યાં જાવું તે ન સૂઝે,
કોણ પ્રિયતમ તણી પ્રિયા છું હું જે;
જાણ્ય માણ્ય વિનાની વિરહથી અમૂઝે,
વિયોગી બની સુરતી. પિયુ પોકાર. ૨

અરે ફરૂ તલખીત તનમાં આતુરી,
હવે નથી ચાલતો વિવેક કે ચાતુરી;
બની ગઈ છે બુદ્ધિ કો જાણે ફીતુરી.
ફરે નિત્ય રડતી. પિયુ પોકાર. ૩

પ્રણવ જેમાં સ્પર્શ કરે ત્યાં લગી તો જોયું,
શબ્દ વડે સાદ કરી નાદે ચિત્ત પ્રોયું;
શબ્દાતિત સ્વામી કાજે ગેબી ગગન દોહ્યું,
અગમ ગમા દરતી. પિયુ પોકાર. ૪

ભાન ભૂલી પ્રેમદાને જડતા નથી જોતે,
પરોક્ષકે પ્રગટકે એ આત્મ બ્રહ્મ શ્રોતે;



સ્થાપક કે વ્યાપક છે પ્રકાશમય પોતે,
નિર્ણું કેવી મૂર્તિ. પિયુ પોકાર. ૫

જ્યાં જોઉં ત્યાં પ્રકાશ રૂપ ચૈતન્ય હું જોતી,
ચરાચર ચૈતન્યાનંત શક્તિ સહ પ્રોતી;
અમલ વ્યાપ વૃત્તિ પ્રેરી અમલી અલગ ઉદ્યોતી,
ચલવે ખેત કુદરતી. પિયુ પોકાર. ૬

રૂપ રંગને રેખા નથી, છે ખરા એ જાણુ,
અકળ વ્યાપક સઘળે જાણ્યા પણ કેવા પ્રમાણું;
અવિગત મહા શૂન્યમય તે કેમ ગતિમાં આણું,
અથાહ અથાહ વદતી. પિયુ પોકાર. ૭

અરે પતિ રીઝવિના સતીનું પદ ક્યાંથી,
હું તો પ્રભુ સેવા ન જાણુ મૂળમાંથી;
ઠાલો સ્વાંગ શોભાવો જ્યાં હો પ્રભુ ત્યાંથી,
ધારણા એ ધરતી. પિયુ પોકાર. ૮

સંપૂર્ણ સુખ પતિવૃતા તે દેખે,
કરે લગ્ન મગ્ન તો એજ ખરૂં લેખે;
એને નહિ ન્યુન પૂણ્ય માંહી એક રેખે,
એ સર્વ કોથી તરતી. પિયુ પોકાર. ૯

અરે ઘણી આરતે મારૂં છું ઉછાળો.
જાણે છીપ લેશે બિંદુ શરદ વાળો;
તપ્યો સ્વાંત વિના હું ચાતક તપાળો,
પ્રજળુ પાછી પડતી. પિયુ પોકાર. ૧૦

વળી જેમ ગાયનું વાછરડું ઘેર ઝૂરે,
ગઈ ગાય વનમાં વિચરી ઘણી દૂરે;



વૃત્તિ નિજ વત્સમાંહી આક્રંદ છે ઉરે,
વનમાં ફરે ચરતી. પિયુ પોકાર. ૧૧

હંસ વિના હંસલી તો પ્રાણ પોતે હરતી,
સાચુ સતી પારખુ પતિની સંગે બળતી;
પુરી પરમ લક્ષણા જે વિરહાનળે જલતી,
અન્યશું ન ઠરતી. પિયુ પોકાર. ૧૨

સાગર ભરતી નીર, નદી કોતરે ભરાયાં,
વહી ગયું તે વારી રહ્યાં મીન ગભરાયાં;
સુખદ પિયું સંગ ત્યજી હાયરે દહાયાં,
ભરો ઉલટ ભરતી. પિયુ પોકાર. ૧૩

સાગર તમો લહેરમાં આનંદે આવે ભેળી,
હું મતિ વગર માછલી ગુમાને બની ઘેલી;
અંત સમે પ્રાણજીવન, થાઓ મારા બેલી,
કહું છું કરગરતી. પિયુ પોકાર. ૧૪

હે કરુણાસાગર ઉલટાવો ફેર ભરતી,
અરે પ્રભુ ધર્મ સંભાળો ધરા ધરથી;
અભિન્નતાયે રહેવા પ્રભુ બોલાવો આદરથી,
ન કરો સારી નરતી. પિયુ પોકાર. ૧૫

ઓ વિરહ વેદના વાળી, ધન્ય સુરતા સોહાગી,
તું ત્રિગુણ વૃત્તિ ત્યાગી બની આત્માનુરાગી;
પૂર્ણ પતિ સુખ લેવાને રહો ગુરુપદ પાગી,
તો ફરૂં હલમલતી. પિયુ પોકાર. ૧૬

ધન્ય તું વિવેક ટેક મૂક્યુ માયિક મૂળથી,
ઉદયે અસ્ત વાળી વસ્ત ત્યાગી પ્રતિકૂળથી;



ચૈતન્ય વ્યાપ સ્થાપક આપ ખોજ અનુકુળથી,
એ સમજ શાન પુરતી. પિયુ પોકાર. ૧૭

અભેદ ગુરુ જ્ઞાન આ અભિન્ન આત્મ સુરતી,
સકલ બાહ્યવૃત્તિ આંતરે ઠરવો નુરતી;
સતંત સદાકાલ જેમ જ્યોતિ કિરણ સ્ફુરતી તેમ,
સ્વરૂપે સુરતી. પિયુ પોકાર. ૧૮

યાહા વિધિ લક્ષ પક્ષ છે પુરાના,
સુક્ષ્મ ગતિયાર સાર ગ્રહે સોઈ દાના;
દિન મણિ મય આત્મ, અંશ હરિમાં શમાના,
રહી અત્યંતુ જાગૃતિ. પિયુ પોકાર. ૧૯

આત્માને પરમાત્મ કેરો ભેદ છેદ થાય તો,
પ્રગટ મોક્ષ નહિ પરોક્ષ હસ્તાંમલક ન્યાય તો;
બિંબ પ્રતિબિંબથી સિદ્ધાન્ત સમજાય તો,
ગુરુ શ્રીમત્ કુવેરથી. પિયુ પોકાર. ૨૦

આત્મ પ્રતિબિંબ તે પરમાત્મ બિંબ તણુ એ,
આત્મ હરિ એક તાસ વાસ અણુ અણુએ;
વૃક્ષને ફળ જેમ તેમ **બાલકૃષ્ણ** ગણુએ,
સલંગ કરુણા ઝરતી. પિયુ પોકાર. ૨૧





# કીર્તન પદ

## પદ ૧

(રાગ - નંદના ગોવાળીયા રે)

પ્રેમ રસ પીજીયેરે, રીઝીયે નિત્ય જ્ઞાન ગંગોદક નહાઈ;
જ્ઞાન ગંગોદક તિર્થ અલૌકિક સંત ચરણ મહિમાય,
પ્રેમ રસ પીજીયેરે, રીઝીયે નિત્ય જ્ઞાન...ટેક.

ક્ષાર સાગરમાં મીઠી વ્હેરી, સંત નિર્વાણી સદાય રે;
શબ્દામૃત રસ પાન કરે તો, અંતરનો મળ જાય.
...પ્રેમ રસ. ૧

સંત તણું ફૂળ ફૂલની વાડી, બહેકે સુવાસ અપાર રે;
વદન કમળ પર ભ્રમર સરીખા, સજ્જન કરે રે ગુંજાર.
...પ્રેમ રસ. ૨

સદાયે શાન્તિ સંતને ચરણે, કરુણાનિધીમાં વાસ રે;
ચંદનવત્ શીતળતા રે આપે, કરે ત્રિવિધીનો નાશ.
...પ્રેમ રસ. ૩

સંતનો શબ્દો મંત્ર સરીખા, વારે છે વિષયોનું ઝેર રે;
અનુભવ અંજન સારી નયણે, ટાળે આદ્યનું અંધેર.
...પ્રેમ રસ. ૪

હીરા માણેકને પારસ કરતાં, ચિંતામણી શિરદાર રે;
પરમ ચિંતામણી ગુરુના જ્ઞાને, લેવો ચરણ અધિકાર.
...પ્રેમ રસ. ૫

સંત ત્રિવેણીમાં સ્નાન કરીને, સૂચવતા તે ભેદ રે;
પ્રણવ કુટીમાં પ્રવેશતા વળી, ઉનમુનીયેરે ઉમેદ.
...પ્રેમ રસ. ૬



અનહદ ધુની સુણી રહે મુની, સુરતી સ્વરૂપાકાર રે;
આત્મ નિવેદન ભક્તિ યોગે, લગ્ન મગ્ન એકતાર.
...પ્રેમ રસ. ૭

સંતનો મહિમા શકુ ન વર્ણવી, નિગમ નેતિ પોકાર રે;
નેતિ તણુ નિરાકરણ કરીને, ખોજે કોહમ્ કિરતાર.
...પ્રેમ રસ. ૮

દિવ્ય દ્રષ્ટિના ચૈતન્ય વેત્તા, જીવન મૂક્ત સદેહે રે;
**બાલકૃષ્ણ** સોઈ સતંત સુરતે, ઉજાગ્રત નિજ નેહ.
...પ્રેમ રસ. ૯

## પદ ૨

(રાગ - ફેર)

આહાવો રૂડો, અવસર જાય અમુલ્ય,
ખોયો રૂડો ચિંતામણી વણ મૂલ્ય. ...ટેક.

મનુષ્ય તને બને જન અધિકારી,
સંત જે સોઈ ધરે બ્રહ્મ ખુમારી;
એવું ઉત્તમ અતિ સ્થુલ. ...આવો રૂડો. ૧

સંત વચન શું લાગે છે કડવું,
અંતે પસ્તાઈ પડે વીર રડવું,
ત્યારે કરશોજી કબુલ. ...આવો રૂડો. ૨

વરણ વિવેકના મતમાં રે પેઠા,
આવ્રણ રૂપી અંધારે શું બેઠા;
કરી આત્મ જ્યોતિ ગુલ. ...આવો રૂડો. ૩



આત્મ સિદ્ધાન્ત ગુમાવ્યું જ્યારે,
પૂર્વની પ્રિત વિસર્જન ત્યારે;
થયું પ્રભુસે પ્રતિકુલ. ...આવો રૂડો. ૪

ન જાણ્યો વિષય ભક્તિ મૂક્તિનો,
અજંપા જાપ સાધન યુક્તિનો;
દ્રશ્ય નહિ પ્રણર્વાંગુલ. ...આવો રૂડો. ૫

સુખમણાનું સુખ નવ જોયું,
અનહદ્ય ધુનીએ મન નવ મોહ્યું,
કર્યું વૈખરીએ વસુલ. ...આવો રૂડો. ૬

સ્વરૂપમાં સુરતા નવ ગાળી,
અધો અર્ધથી ઉર્ધ્વે ન વાળી;
ભ્રમિ જ્યાં ત્યાં ભરી ભૂલ. ...આવો રૂડો. ૭

ન બેઠા એકાંત આસન વાળી,
અગ્ર અણી ત્રિકુટી ન સાંધી;
નહિ મન ઈંદ્રિ સાનુકુલ. ..આવો રૂડો. ૮

આહાર નિદ્રાં ને મૈથુને મથીયા,
કર્મ વ્યવહારિક ગ્રંથોરે કથીયા;
ચાલ્યા અનાદિને રૂલ. ...આવો રૂડો. ૯

ડાહ્યા કે ડફોર અહિંના કહેવાયા,
કિર્તિને કારણે વ્યર્થ કમાયા;
શોભ્યા ગર્ધવે જેમ ઝુલ. ...આવો રૂડો. ૧૦

જ્ઞાન વિના હુંપદ મદ છલીયા,
કર્મ શુભાશુભ કાદવે કળીયા;
કહે **બાલકૃષ્ણ** તોએ ફૂલ્ય. ...આવો રૂડો. ૧૧



## પદ ૩

ખરી આતો ખળ નરની ખળતાઈ,
પડી આતો નવ ટળે પલટાઈ...ટેક.

ગર્ધવ કેરી ગાય ન થાવે,
નિત્ય ગંગા નિત્ય યમુના નાહાવે;
પણ તે પવિત્ર ન થઈ. ખરી આતો. ૧

કાળા રે ઉનની કામળી કાળી,
શીદ ધોબી ધોવું ઝીક વાળી;
રંગ ચડશે અન્ય નહિ. ખરી આતો. ૨

કૃષ્ણ વરણ કાજળ નવ ટાળે,
વાયસ હંસ ગતિ યે નવ ચાલે;
જાય નહિ જન્મની પઈ. ખરી આતો. ૩

અન્ય વૃક્ષમાં ચંદન ગંધ ભળશે,
અર્ક એરંડો વાંસ ન સ્પર્શે;
દેખો બુરાંની બુરાઈ. ખરી આતો. ૪

પણ અવળાં છે અંકુર જેને,
સુબોધક વેંણ કડવાં રે તેને;
જેમ ખર મરતા ખાંડ ખાઈ. ખરી આતો. ૫

અવધે તો કેશ કાળા મટે છે,
વૃક્ષ ફળો વળી સ્વાદ પલટે છે;
ત્યજી ખટાઈ કડવાઈ. ખરી આતો. ૬

તેમ આવ્રણ બદલો આવારે,
સમજી લેવું આ અવતારે;
પછી મરશો પસ્તાઈ. ખરી આતો. ૭



અંત સમયનું તપાસો વીરા,
જરૂર ઘણી ધરવા ગુણ ધીરા;
સદ્‌ગુરુથી સુજ્ય લઈ. ખરી આતો. ૮

પોતાની ભૂલ પોતે રે ટાળો,
ગુરુ વચને લક્ષણને વાળો;
તો જશ વાધે જગમહીં. ખરી આતો. ૯

સારાની ઈચ્છા સૌ રાખે,
વિવેક વિનાને અવળું રે દાખે;
લઈ અહંપદ જબરાઈ. ખરી આતો. ૧૦

અહંપદ મમતા ત્યાં નહિ ચાલે,
આત્મ પ્રતિતિ સદા નિરાળે;
ઝળહળ જ્યોત જગાઈ. ખરી આતો. ૧૧

ખરા ખોટાની સાક્ષી તે પૂરે,
રખે જાણશો એ પદ દૂરે;
તુજ સાક્ષિ તુંજ મહી. ખરી આતો. ૧૨

આ સુખદાયક વેણ લાયકને,
ખળ નર તે શું સમજે વાયકને;
**બાલકૃષ્ણ** કહે સહી. ખરી આતો. ૧૩

## પદ ૪

અંત સમે, જાવું તો પડશે જરૂર,
અંત સમે, જાયું તે જાશે જરૂર...ટેક.

અવધી કાલે કોઈ ન ઉગરતાં,
વારંવાર જન્મીને મરતાં;
કાલ કરે ચાવી ચુર. ...અંત સમે. ૧



રાય રંક કે અભણ ભણેલા,
સર્વે કાળકેરા મુખમાં પડેલા;
માટે ચાલવું ચેતી ઉર. ...અંત સમે. ૨

કુળ કીર્તિ ધન જુએ નહિ જમરા,
મહાબળીયાંને ઉપાડે જેમ ડમરા;
દાનવ માનવ કે સુર. ...અંત સમે. ૩

છપ્પન પર ભેર ભુંગળો વાગે,
મોટા મહેલ પર નોબતો ગાજે;
પણ ત્યાં બોલે કાગ ક્રૂર. ...અંત સમે. ૪

સ્વપ્ન સમે રાયપદ મલે જેમ,
જાગૃતમાં નહિ જોવા જડે તેમ;
મૃગજલ માયા પૂર. ...અંત સમે. ૫

રત્ન ચિંતામણી તન થકી જાશો,
ક્ષુદ્ર તનુ ખાતે જીવ થાશો;
ઉડી જેમ અર્કનું તૂર. ...અંત સમે. ૬

મારૂં તારૂં માની માની મરતા,
ગુરુ સંતને મૂખે ન વાપરતા;
એતો માયાના મજુર. ...અંત સમે. ૭

દુર્લભ તનનો ધર્મ ન જોયો,
પશુ પક્ષીવત્ જન્મ જ ખોયો;
માત્ર વિષય અંકુર. ...અંત સમે. ૮

જોબન જોરમાં જેને તું જોતો,
મલિન દ્રષ્ટિએ રૂપ જોઈ મોહોતો;
રૂપ તો છે હરિનું નૂર. ...અંત સમે. ૯



સ્થાવર જંગમ વિશ્વ સકલમાં,
ચેતન ચરાચર છે જલથલમાં;
અણું અણુએ ભરપૂર. ...અંત સમે. ૧૦

એ દર્શવા દિવ્ય દ્રષ્ટિ ન કરતા,
મદાંધ થઈ અશુભ આચરતા;
રહી સત્સંગથી દૂર. ...અંત સમે. ૧૧

શુદ્ધ વૃત્તિએ જો નહિ સધરો,
તેનું ફળ ભુક્તાવે સુધરો;
જોઈને કૃત્ય ઘણાં ક્રૂર. ...અંત સમે. ૧૨

ક્યાંથી આવ્યોને ક્યાંરે જવાનું,
એ જાણ્યા વિના જીવ કેમ થવાનું,
હે જડમતિના અસુર. ...અંત સમે. ૧૩

અંત સમે આ મોટી આંટી,
ગુરુ ચરણે જઈ ટાળવી ઘાંટી;
રહી **બાલકૃષ્ણ** હજુર. ...અંત સમે. ૧૪

## પદ ૧

(રાગ - હું તો હરિ જોવાને ગઈતી જુમનાં...)

ચિત્તમાં ચેતી લેને, ચપળ મનવા માહેરા રે,
જાણી લેને જવાનું, એ જગતમાં જાહેરા રે...ટેક.

વિદ્યા ધન દારા ઘર બારૂં, નહિ રહેવાનું આ તન સારૂં;
બળતો દિપક બુઝે વારૂં, વહીને એક દિન વાયરા રે.
ચિત્તમાં. ૧



બાળ યૌવન કે વૃદ્ધા માંહી, નહિ નિર્ણે જાવાનું ત્યાંહી;
ભવ ભોગી થઈ ભ્રમે આંહી, વિષય અંતર બાહ્યરા રે.
ચિત્તમાં. ૨

જાણું છું તું બાજી જુઠી, વાસનાઓ તો પણ ના ઉઠી;
મર્ણાગત થઈ વાળી મુઠી, મગર મંકવત્ જુડભર્યા રે.
ચિત્તમાં. ૩

મધ ટીપે મંક રૂપ વિટાયો, પ્રાણ ગયે નહિ ચિત્ત છુટાયો;
માયામાં રસબસ લપટાયો, મલી પયમાં શી શર્કરા રે.
ચિત્તમાં. ૪

ભોગવતાં ભાગી નહિ ભુખો, ઉણી રહી છે ઉભય કુખો;
અંતે આવી પડશે દુઃખો, જ્યાં ચોરાસી લક્ષ ફર્યા રે.
ચિત્તમાં. ૫

અપાર દુઃખનો દરીયો આગે, ત્રિવિધિ અગ્નિ બહુ લાગે;
દાગુ છું ને વિશેષ દાગે, ક્ષુદ્ર તનુ જે દિન ધર્યા રે.
ચિત્તમાં. ૬

મનુષ્ય વિના જાઓ જીવ જેમાં, હરિ સ્મરણ થાશે નહિ તેમાં;
જાગીને જોતો નહિ શેંમાં, હે મૂરખ મદ મતંગ ભર્યા રે.
ચિત્તમાં. ૭

ઘંટ નાદથી મૃગ મોહાયો, ગઈ કસ્તુરી તન છેદાયો;
તેમ ચિંતામણી તન જાયો, વિવેક વિના થઈ મર્યા રે.
ચિત્તમાં. ૮

મોહ થકી હસ્તિ પકડાયો, જુઠી માદા પ્રત્યે ધાયો;
કામાતુરી કબજે થાયો, પડી ખાડમાં ખરે ખરા રે.
ચિત્તમાં. ૯



નિજ પ્રતિબિંબ જોઈને પડીયો, પડ્યો પૂંઠે કુપમાં સિંહ રડીયો;
જુઠા પર સાચુ બળ કરીયો, હાર્યો સમર્થ બહુ કળા રે.
ચિત્તમાં. ૧૦

અસંખ્ય દૃષ્ટાંતો છે એવાં, સમજુને સમજવા જેવાં;
સાકુટને તો કંઈ ન કહેવાં, **બાલકૃષ્ણ** મુકો પરા રે.
ચિત્તમાં. ૧૧

## પદ ૨

મનવા હરિ ભજનનો આનંદ અંતર આણવો રે;
ભજનાનંદ વિનાનો આનંદ મિથ્યા જાણવો રે. ....ટેક.

શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, એ માયાના મોટા બંધ;
વિષયાનંદી ફોગટ દ્વંદ જાણવો રે. મનવા હરિ. ૧

સદ્ગુરુ કેરી લેવી સાન, જેથી આવે આત્મજ્ઞાન;
પરમાત્માનું ધરવા ધ્યાન માનવો રે. મનવા હરિ. ૨

શમદમમાં સૌ ઈંદ્રિ લેવી, મન વૃત્તિ નિગ્રહમાં તેવી;
સુરત ઠરે સ્વરૂપના જેવી ધ્યાનમાં રે. મનવા હરિ. ૩

ષટ્ ઉરમી ત્રિવિધિ દોષ, પંચકોશના મટે શોષ;
સમદ્રષ્ટિ નહિ મિત્રુ કે રોષ આણવો રે. મનવા હરિ. ૪

ભજન વડે અજરામર સુખ, જન્મ મરણની ભાગે ભૂખ;
હરિનો જાપ આપ નિજ મૂખે ગાણવો રે. મનવા હરિ. ૫

ગુરુ ગમ નૌકા ભવોદધિ તારે, સુરતા વેગે પાર ઉતારે;
વમળ વાયરો ઉલટુ મારે તાણ્યમાં રે. મનવા હરિ. ૬

આ દેહે ભવ સાગર તરવો, સનાતન માર્ગ અનુસરવો;
શુદ્ધ ચૈતન સુગંધી મરવો થાણવો રે. મનવા હરિ. ૭



સુભટ વાસના નિશદિન લેવી, અવર વાસના જાવા દેવી;
પરખ કરીને વસ્તુ એવી બાણવો રે. મનવા હરિ. ૮

મિથ્યાને જે મિથ્યા જાણે, પરમાનંદ વિરલા તે માણે;
**બાલકૃષ્ણ** અનુભવને ટાણે નાણવો રે. મનવા હરિ. ૯

## પદ ૩

(રાગ - ફેર)

તમે વાળી લોને સદ્‌ગુરુ ચરણોમાં મન,
મનુષ્યા દેહ રૂડો કહેવાય હરિના જન. તમે વાળી લોને...ટેક.

સદ્‌ગુરુ ચરણે શાન્તિ લઈને, નીકટ રહો નિશદિન;
તત્ત્વ મસી ગુરુવાક્ય વિલોકી ભાઈ, થાએ શ્રવણનું મનન હરિહરિ.
તમે વાળી લોને...૧

સત્ય વૃત્તમાં ઈંદ્રિ રાખી, બાંધો એકાંતે આસન;
નિગ્રહ મનથી પુરી મનોરથ, કરો ગુરુનું પૂજન હરિહરિ.
તમે વાળી લોને...૨

ધ્યાન માનસિક મંગલ મૂર્તિ, નિરખો નિર્મળ બદન;
સોડષોપચાર અલૌકિક અર્પિ ભાઈ, દંડ પ્રક્રંમા કરન હરિહરિ.
તમે વાળી લોને...૩

ગુરુ કૃપા લઈ સાધન સાધો, જપી અજંપા મૌન;
ૐકાર વૃત્તિનો વેગ ઉલટાવી ભાઈ, ગામિ બનો રે ગગન હરિહરિ.
તમે વાળી લોને...૪

અનાહતમાં નાદ શમાવો, રોધીને પ્રાણ પવન;
સોહમ્ હંસઃ ધુન ગજાવી ભાઈ, કરો આત્મ નિવેદન હરિહરિ.
તમે વાળી લોને...૫



સોહમ્ હંસઃ ન્યાય તપાસી, શૂન્યે કરો રે શમન;
શૂન્ય પરે મહા શૂન્ય શિખરે ભાઈ, કૈવલ કર્તા અયન હરિહરિ.
તમે વાળી લોને...૬

પરમ વિવેકી અંશ કોટીના કરે આ વિધિયે ભજન;
**બાલકૃષ્ણ** સોઈ જ્ઞાનના જ્ઞાતા ભાઈ, શ્રીમત્ કુવેર ગુરુ ધન્ય હરિહરિ.
તમે વાળી લોને...૭

## પદ ૧

(રાગ - ધનાશ્રી)

મારી અરજ તણો રે પોકાર, સૂણી પ્રભુ આવજો;
જેથી જાય અંતર કેરી ફાળ, અવસર એવો લાવજો. ૧

મારો જન્મ જશે જો નિરાશ, ફરી આવો ક્યાં મલે;
થશે પુનઃ ચોરાસીમાં વાસ, એ દુઃખી દિન નહિ ટળે. ૨

કર્યાં કર્મ સૌ આવશે આડ, તે અવસાન ને સમે;
થાશે દશ દ્વારે બંધ કમાડ, યમદૂતો બહુ દમે. ૩

નથી ભજન સુકૃત્ય કેરૂ જોર, નથી રે દયા દિલમાં;
કે નથી આદ્યનું રે અંકુર, બુદ્ધિ બહુ કુટિલમાં. ૪

પરહદમાં કરીને પ્રવેશ, કૃતઘ્નિ બહુ થયો;
સંત ભક્ત પ્રત્યે કરી દ્વેષ, અસુરમતિનો રહ્યો. ૫

નહિ જોયું તપાસી મેં આપ, અકળ રૂપ અંશનું;
જેનું નખશિખ ચૈતન વ્યાપ, કૈવલ પિતા વંશનું. ૬

કેવો જડ ચૈતનનો આ જ્યોગ, યોગ તનમાં મળ્યો;
નવ જાણે ઉભય સંયોગ, જીવ બુદ્ધિએ કળ્યો. ૭



પ્રભુ સકલ તત્ત્વો થકી અલગ, અલગ સર્વે ઈંડથી;
સાક્ષીવત્ પણે દીસો સલંગ, ભિન્ના ભિન્ન પિંડથી. ૮

બીજમાં વૃક્ષ વૃક્ષમાં બીજ, રળીત રચના કરી;
અહો ધન્ય કળા પ્રભુ નિજ, આ ઠસ રસ શી ભરી. ૯

તેથી સુખરૂપમાં રહ્યા જીવ, નાના મોટા ઘાટમાં;
બહુ ભોગ ભોગવીયા હો પીવ, ભૂલ્યો તન માટમાં. ૧૦

નહિં શુદ્ધ બુદ્ધિનો વિવેક, જોઈએ જેવો આપશું;
પછી જ્યાં ત્યાં ભ્રમ્યો ગ્રહી ટેક, ત્યજી પલ્લો બાપશું. ૧૧

તમે કરુણાસાગર છો કૃપાલ, દયા રે દિલ લાવશો;
ગુરુ રૂપે લેશો રે સંભાળ, વચનામૃત વરસાવશો. ૧૨

થોભ્ય કારણે મલ્યા પ્રભુ આજ, મનુષ્ય તનુ રૂપમાં;
હવે રાખો બાંના કેરી લાજ, શમાવો સ્વરૂપમાં. ૧૩

રખે જોતા અપરાધ અનેક, વચને કર્મ મન થકી;
નખ શિખ પર્યંતમાં છેક, બંધાયો છું તન થકી. ૧૪

હવે છેક થયો છું અનાથ, નાથ ભુલી આપને;
ગુણવંત ગ્રહો મમ હાથ, તો છુટુ અદાપને. ૧૫

નથી વિનય વચનની હામ, અંતર પ્રિત છે ઘણી;
છે શરણ થવાનું કામ, અરજ મારી એ ધણી. ૧૬

આપો જ્ઞાન ધ્યાન ને વૈરાગ, ભક્તિ તણાં અંગ એ;
અક્કલ આરત સુરતનો સોહાગ, રહે તમ સંગમે. ૧૭

પ્રભુ અંતર પ્રિત જોનાર, ગુરુ નારાયણ હરિ;
નિરાધાર તણા રે આધાર, **બાલકૃષ્ણે** દઢ કરિ. ૧૮



## પદ ૨

(રાગ - ફેર)

આ સંસારમાં સમર્થ બાંનુ, સદ્‌ગુરુનું એ જ સાર છે;
ચૈતન દૃષ્ટા જુઓ કરાવે તે ગુરુ તો ગતિયાર છે.
આ સંસારમાં સમર્થ બાંનુ, સદ્‌ગુરુનું એજ સાર છે. ટેક.

જડ મુકીને ચૈતન માપે, અંશાત્મક કરીને સ્થાપે;
પરમ કૈવલ પળમાં આપે, ધન્ય ગુરુ બલિહાર છે.
આ સંસારમાં. ૧

ઈત પરંતુ તિતનો સાર, ત્રિગુણ શક્તિ જ્યોતિથી પાર;
તંતે તંતનો કથવ્યો તાર, અગમ્ય ગમ દેનાર છે.
આ સંસારમાં. ૨

જપ મેળવે અજંપા ધ્યાન, તિર્થોદક ત્રિવેણી સ્નાન;
નિવૃત્ત દશા તે વૃત સમાન, તપો મન દૃઢ દાર છે.
આ સંસારમાં. ૩

અંશી અંશ થકાં અન્ય બીજ, એ સૌ પ્રકૃતિ માયાનું હીજ;
માયિક સિદ્ધિ ઉમંગી એ લીજ, તે પરંતુ નીજ સાર છે.
આ સંસારમાં. ૪

પ્રવૃત્તિનો ટાળે છે પાસ, વિષયાનંદથી રાખે ઉદાસ;
અમૃત ભોજન આત્મવિલાસ, ષટ્ સંપત્તિ દેનાર છે.
આ સંસારમાં. ૫

અભણ ભણ્યા સૌ એક હાર, આવે શરણ તેને લે ઉગાર;
કીટનો ભ્રંગ બનાવે સાર, વિણ યત્ને નિસ્તાર છે.
આ સંસારમાં. ૬



પરમારથ પૂર્ણ જ્ઞાન, કરુણાસિંધુ દેતા દાન;
**બાલકૃષ્ણ** જાતું હેવાન, સો ગુરુ તરણ તાર છે.
આ સંસારમાં. ૭

## પદ ૩

પરમ કૃપાવંત ગુરુ હમેરા, શ્રીમત્ કુવેર સાહીયા;
પરમહંસ કૈવલ રૂપ, અરસ થકી આવીયા.
પરમ કૃપાવંત ગુરુ હમેરા, શ્રીમત્ કુવેર સાહીયા...ટેક.

સગુણ નિર્ગુણ સૌ જીવ સહાતા, નિગમ નેતિનેતિ કરી ગાતા;
સકર્તાપતિ કો નહિ પાતા, સોઈ ગતિ ગુરુ લાવીયા.
...પરમ કૃપાવંત. ૧

સ્થૂલ સૂક્ષ્મ કારણ દેહ, મહાકારણ લગી વેદમાં જેહ;
પરમ કારણ પંચમો તેહ, આપો આપ કહાઈયા.
...પરમ કૃપાવંત. ૨

તત્વ ઘાટ વહેંચ્યો ઠાઠ, જ્યાંથી ઉપજ્યાં ગયા તે વાટ;
નખ શિખનું ચેતન બાટ; વ્યાપકમાં સમાવીયા.
...પરમ કૃપાવંત. ૩

અંશ મીલાવે અંશી મ્હાંય, કૈવલપતિ કહીયે સાંય;
સોઈ સિદ્ધાન્ત લાયે આંહાંય, સકર્તા સરાઈયા.
...પરમ કૃપાવંત. ૪

જીવ શિવ બ્રહ્મનો ભેદ, ભિન્ન ભિન્ન કરીયો છેદ;
વાકી નહિ રહી ઉમેદ, સર્વાતિત પાઈયા.
...પરમ કૃપાવંત. ૫





ચતુર વેદ જાણ સુજાણ, અહંબ્રહ્મેતિ જોઈ પ્રમાણ;
પુની પંચમ સૂક્ષ્મ છાણ્યું, સ્વસમ્ વેદહી ગાઈયા.
...પરમ કૃપાવંત. ૬

હદ ત્યાગી બેહદ જાગી, બેહદ તાળી અનહદ લાગી;
આપો હંગ પતિનું રાગી, પરમ મોક્ષ પાઈયા.
...પરમ કૃપાવંત. ૭

અપાર વાણી કરુણા સિંધુ, માને મુસલમાન હિંદુ;
એક ન જાણે આત્મ દ્વંધુ, **બાલકૃષ્ણે** યશ ગાઈયા.
...પરમ કૃપાવંત. ૮

## પદ ૧

(રાગ - હે મનવા ભજન ભરૂસે રહેજે)

હે મનવા હો જાને રે વૈરાગી,
તિવ્ર વૈરાગ જો તું ધરૂં તો, બન જાઓ બડાભાગી;
હે મનવા હો જાને રે વૈરાગી...ટેક.

તુંજ હાર્યાથી હારીયે રે, તુજ જીતે જીત થાય;
સંકલ્પનો સાક્ષી સદા, શુભ અશુભ જે કરાય.
...હે મનવા. ૧

જેમ નચવું તેમ નાચતો રે, ઈંદ્રિયોનો સાથ;
નાટકી નચવે પુતળી, તેમ ઈંદ્રિયો રહી તુજ હાથ.
...હે મનવા. ૨

કામ ક્રોધાદિક મોહ છે રે, હરિભજન હરનાર;
કાળ કબુદ્ધિ મહા ભૂપને, તો તેને તું વશ કરનાર.
...હે મનવા. ૩





ભિક્ષુકનો ભિક્ષુક કરૂં રે, રાય તણો બનુ રાય,
સાધુ થઈ સાધનમાં શમું, કાંતો અધમમાં અધમ તમાય.
...હે મનવા. ૪

પચીસ પ્રકૃતિ વિષે રે, અધિશ્વરા મનદેવ;
સંયમ નિયમ પાળવા, જોઈએ શુદ્ધ તારો અંહમેવ.
...હે મનવા. ૫

ગૃહસ્થિને ત્યાગી કરૂં રે, ત્યાગીને કરૂં ભ્રૃષ્ટ;
સતી પતિવૃત્ત પાળશે, હશે મનનો જો મત ઉત્કૃષ્ટ.
...હે મનવા. ૬

ત્રિગુણી માયાના ફંદને રે, માનજે મિથ્યા વિર;
પરમ પદને પામવા, રાખ્ય ભજનમાં સ્થુલ શરીર.
...હે મનવા. ૭

તિવ્ર વૈરાગ્ય જો તું ધરૂં તો, ઝખ મારે યમદૂત;
**બાલકૃષ્ણ** બળ આપશે, સ્વામી કુવેર કૈવલ અદ્ભુત.
...હે મનવા. ૮

## પદ ૨

અદબદરા જ્ઞાની અધવચમાં અમુઝાયે,
ગામ નામનું ભાન ભુલેલા, કહો પંથી ક્યાં જાયે રે.
અદબદરા જ્ઞાની અધવચમાં....ટેક.

કોહમ્ કર્તા કોણ હશે નિજ દેશ ભુલી ભ્રમાયે;
પંથ ઘણા પરખીને થાક્યો, અદલ વિના અટકાયે રે.
...અદબદરા. ૧



કોઈ અવતારીક સ્થૂલ, પ્રતિમાનો સગુણી જાપ જપાએ;
તન્વસ્મિના ભોગ લગાવી, શ્રદ્ધા સહિત રહાયે રે.
...અદબદરા. ૨

કોઈ નિર્ગુણ પરમાત્મા વ્યાપક, બ્રહ્મ સભર નિર્ણાએ;
સ્થૂલ ત્યાગી સૂક્ષ્મ ગમ ગહની, શૂન્યવત્ શૂન્ય શમાએ રે.
...અદબદરા. ૩

કોઈએ પરમધામ પુરુષોત્તમ, બ્રહ્મ પરંત કથવાએ;
વડાનામનો વેગ ભરીને, લૌકીકિ લીલા કરવાએ રે.
...અદબદરા. ૪

કોઈક દેવનું દૈવત દાખી, મકર્તુમ્ કૃત્ય ગાવે;
કર્તુમ્ કરતાં મોટું જાણી, નિજ અહંમેવ ત્યાં સમાએ રે.
...અદબદરા. ૫

કોઈક ઉપલા રંગના રસીયા, ભકતપણું જણવાવે;
રંગ રહે ત્યાં સુધી ભક્તિ, પુનહાં સ્વાસ્થ સુખ ચ્હાયે રે.
...અદબદરા. ૬

જુઠા તનનો ઠાઠ બતાવી, અનુભવીયાં પદ ગાવે;
જાણ્ય માણ્યનું કાચું રહેતો, વાણી વદે શું થાવે રે.
...અદબદરા. ૭

દર્દ દવાનો અનુભવ નહિ તે, વૈદ્ય કોને બચવાવે;
શીમળ ફૂલ પર ચિડીયાં ઝુરે, અંતે અફળ પસ્તાએ રે.
...અદબદરા. ૮

**બાલકૃષ્ણ** શુદ્ધ સકૃત પતિના, હંસ પરમગુરુ સહાવે;
તો આપનુ આપ કૈવલમાં અર્પિ, તત્ત્વમાં તત્વ મિલાવે રે.
...અદબદરા. ૯



## પદ 3

વારૂ મન મારા સદા રેણીમાં શુદ્ધ રહીયે,
જે જે સ્થાને આસન કરૂંતો, નિત્ય નિયમે વર્તિયે રે;
વારૂ મન મારા સદા રેણીમાં શુદ્ધ રહીયે. ટેક.

સદા કાલ સંકલ્પો કરવા, ધર્મ તારો એ કહીયે;
સંકલ્પો છે નિત્યાનિત્યના, નિત્ય વિવેકી થઈ યે રે.
વારૂ. મન. ૧

અંતઃકરણથી આશા બાંધી, આત્મ પ્રદેશી હોઈયે;
ઉતઈતની આસક્તિ ટળતાં, ગગન ગુહામાં જઈયે રે.
વારૂ. મન. ૨

બાહ્ય વૃત્તિને અંતરે આણી, ચૈતન પદ ચરચૈયે;
ક્રોધ લોભ મદ મોહને મારી, આપનું આપ બચઈયે રે.
વારૂ. મન. ૩

ગુદાએ દ્રઢ આસન ધારી, મનમાં ધીરજ ધરીએ;
ઉપસ્ત ઈંદ્રિ વાસે વસતાં, કામદેવને કેદ કરીયે રે.
વારૂ. મન. ૪

નાભી કમળે પ્રાણ પ્રવેશી, ૐકારનો જપ જપીયે;
કુંડળી ઉત્થાન કરી પ્રકંમા, શ્વાસો શ્વાસનું તપ તપીયે રે.
વારૂ. મન. ૫

જો મનવા હૃદયમાં રહુ તો, દયા દીનતા દીલ ભરીયે;
શુદ્ધ વિચારો ગુરુગમ લઈને, હૃદય કમળમાં ઠરીયે રે.
વારૂ મન. ૬





ત્યાર પછી કંઠ કમળે આવી, શિવમય થઈ જીવ શમીયે;
મુખ જીવ્હાએ હરિ ગુરુ ગુણનાં, અમૃત ભોજન જમીયે રે.
વારૂ મન. ૭

શ્રવણે શબ્દ ગુરુના સૂણી, સંત કાયદો સહીયે;
નેત્રે રૂપ ગુરુનું નિરખી, અન્ય પર નવ મોહીયે રે.
વારૂ મન. ૮

સદ્‌ગુરુ ચરણ કમલ નિવાસી, નાશાયે ગંધ લઈયે;
પ્રણવ પ્રવાહી શમદમ અણીયે, સુક્ષ્મ સમીરા વહીયે રે.
વારૂ મન. ૯

શ્રીં હ્રીં શક્તિનું બળ બાંધી, ઉર્ધ્વ પ્રદેશે જઈયે;
સહસ્ત્ર કમલ દલના અધિશ્વરમાં, સોહમ્ શ્વાસ સમાઈયે રે.
વારૂ મન. ૧૦

શબ્દાતિતમાં શબ્દ સમાવી, અધર તખ્ત દર્શાઈયે;
અંશ અંશીનો તંત મળે તો, પૂર્ણ વિવેકી કહીયે રે.
વારૂ મન. ૧૧

શુદ્ધ રહેણીની શ્રેણી અર્પી, પરમાત્મ ગમ ગ્રહીયે;
જે જે સ્થાને મન જાવે પણ, જલ કમલાવત્ રહીયે રે.
વારૂ મન. ૧૨

કમલ સરીખુ મન થાએ તો, વિષયે વારી તરઈયે;
જે ડુબાવે તે તારે તો, ભય નહિ **બાલકૃષ્ણ** કંઈયે રે.
વારૂ મન. ૧૩







## પદ ૧

(રાગ - બીગડી તે કોણ સુધારે)

આત્મારામ નિધિ પાયો સાધુભાઈ, આત્મારામ નિધી પાયો હો,
પરમાત્મનૂષુ આરત બાંધી, નુતન માલ મંગાયો હો. ટેક.

ચૈતન ચૌટે હરદમ હાટે, સાક્ષ શેઠ સરાયો હો;
મન દલાલી માલ તોળાવે, સત્ય ધર્મનો પાયો હો. આ. ૧

નિત્ય વિવેકને ત્રાજવે તોળી, પૂર્ણ માપ મપાવ્યો હો;
સંકલ્પ કેરી પોઠ ભરાવી, માલ સોરંગી લાવ્યો હો. આ. ૨

નિગ્રહ છે નિજ ઘરનું આંગણું, તે સ્થળે માલ ઠેરાયો હો;
ખરીદ ખુમારી ભરી અજંપા, દેશ વિદેશે પહોંચાવ્યો હો. ૩

ઉઠકર નગરી કેરા નિવાસિક, નવીન જોઈ મોહાયો હો;
જેણે લીધો તેનો સીધો, સફલ કામ ભર પાયો હો. આ. ૪

અમૂલ્ય રિદ્ધિ વણ મૂલ્યે મળે છે, જો ગુરુ ચરણે આવ્યો હો;
**બાલકૃષ્ણ** આત્મ નિધિ લઈને, પરમાત્મન્ ભુગ્તાયો હો. ૫

## પદ ૨

નફટ જો નૃપ દેહ મલ્યો છે, ભિક્ષુક થઈને શું ભમતો;
ષટ્ સંપત્તિ છે તન દ્વારે, તે નિધી શેં તુજ નહિ ગમતો. ટેક.

ચોરાસી યોજન યોજના તારી, બોતેર દેશના નવ નૃપ તો;
તુંજ સત્તામાં વર્તાવ સૌને, નહિ તો લાગશે ક્યાં પતો.
નફટ જો. ૧



કાયાનગરમાં સાવધ રહેજે, રખે પ્રજાને વશ પડતો;
કબુદ્ધિ કામદારનો વહીવટ, લઈ સદા તું નિવેડતો.
નફટ જો. ૨

સુઘડ રાજ્ય ચલાવીશ વીરા, મુનીમ રાખીશ મન વશતો;
નિત્ય વિવેકી ન્યાય ચલાવી, પ્રજા પોષણ સત્યવૃતનો મતો.
નફટ જો. ૩

ચૈતન બ્રહ્મ અમલ ચક્રવર્તિ, અમલી રહે ઉજાગૃત તો;
દરબારનો સુબો સૌ જાણી, ભરશે દર કરી કુનસ્તો.
નફટ જો. ૪

શ્રદ્ધા સહિત સદાનંદ પામી, સમાધાને આત્મા જડતો;
આપનું આપ ઓળખાયું ત્યારે, અન્ય થકી તે નહિ ડરતો.
નફટ જો. ૫

કબજો આવે કેદ કરો ત્રણ, ફાંસી દઈ પાંચ જો મરતાં;
શ્રેષ્ઠ પ્રજા શુભ આશિષ દઈને, નિત્ય સ્મરણ તારૂ કરતાં.
નફટ જો. ૬

પ્રમાણ કરી પરવાનો રે આપે, ત્યારે શ્રીમત્ ગુરુ સંતતો;
નિજ નામની છાપ આલોકે ચાલી, પરલોકનો થાય લક્ષવંતો.
નફટ જો. ૭

નિર્ભય થાય યથાર્થ રે જાણી, માણી મહિમા મહંતમતો;
**બાલકૃષ્ણ** વિદેહી રાજા, ભુગતત્ ષટ્ વિધિ સંપત્તો.
નફટ જો. ૮





## પદ ૩

ગડગડ ગડ ગડ ગાજે ગગનમાં, ગડ ગડ ગડ ગડ ગાજે રે;
સુક્ષ્મ સ્વર પર છંદા પ્રૌઢે, ગેલી અનહદ વાજે રે. ...ટેક.

તત્વ સમૃદ્ધિ વીજ ઝબુકે, રહી પોતાને માઝે રે;
આભ્ર ઘટા ઉમંગની સઘળે, છંઈ અનુભવ કળાયે રે.
....ગડગડ. ૧

આત્મરામ ઘન શ્યામ સુંદરી, ઈંદ્રાસનમાં બિરાજે રે,
ઈંદ્ર ધનુષ્ય ચઢાવ્યું પૂર્વે, કરુણા કટાક્ષથી આજે રે,
....ગડગડ. ૨

અસંખ્ય બિંદુએ પર્જન્ય પડતો, કરુણેશ ગંભીર ગાજે રે.
ચૈતન્ય મયની આનંદ હેલી, રહી છે અહો નિશાજે રે.
....ગડગડ. ૩

રોમે રોમે ભિજ્યું નખશિખનું, ૐકાર ધુન સમાજે રે;
પ્રાણ પ્રવાહ વહે આ કેવો, સભર સલીતા જલ ઝાઝે રે.
....ગડગડ. ૪

અમૃત વૃષ્ટિ કરવા પોતે, ધારી ઈંદ્ર મહારાજ રે;
અરસથકી અમૃત ઘન વરસે, વિશ્વ બગીચા કાજે રે.
....ગડગડ. ૫

સ્થાવર જંગમ્ વિશ્વ સકલમાં, જીવન તત્ત્વ આ છાજે રે.
**બાલકૃષ્ણ** બલવંત એ સૌથી, સાક્ષીરૂપને સહાજે રે.
....ગડગડ. ૬



## પદ ૧

(રાગ - અનુભવીને એટલું આનંદમાં...)

હરિજનોને એટલું, હરિભજન એ મહા સાર છે.
હરિભજનમાં હરદમ રહેવા, હરિજનનો અધિકાર છે.
હરિજનોને એટલું...ટેક.

આંગણે આવેલા સંતને સેવો, ગૃહસ્થનો વ્યવહાર છે,
સન્મૂખતાયે કરો સમાગમ, સંત ઘણા ગતિયાર છે.
હરિજનોને એટલું. ૧

તનના ધર્મની સ્વચ્છતા પાળો, તેનું નામ તો આચાર છે;
સંતનું હાર્દ હરિજન જાણે, અન્ય વિવેક અકાર છે.
હરિજનોને એટલું. ૨

એકાંતે રહેવું સુખદુઃખ સહેવું, ભજનાનંદ ટહંકાર છે;
આત્મ ખોજ મૂક્તાફળ મેવા, ક્ષણ ક્ષણ પ્રત્યે આહાર છે.
હરિજનોને એટલું. ૩

વેદ શાસ્ત્રોનું વિલોકન કરવું, નેતિ પરાની પાર છે;
મહદ્ તત્વનો તાર તપાસો, સકૃત સરજનહાર છે.
હરિજનોને એટલું. ૪

ભક્તિનું ભૂષણ ભારે ગણીજે, દાસના દાસ થનાર છે;
અહંપદ ત્યાગી દયાનું પાત્ર, સર્વથકા શિરદાર છે.
હરિજનોને એટલું. ૫

અનવદ્ય પ્રેમ અહિંસા રહેણી, કહેણી સમા વર્તનાર છે;
**બાલકૃષ્ણ** બલિહારી તે જનની, આત્મ સ્વરૂપાકાર છે.
હરિજનોને એટલું. ૬



## પદ ૨

(રાગ - ફેર)

સ્વામિની સન્મૂખ નહિ ત્યારે, પુંજે ઢીંગલાં બાળા;
અનંગાનલનો ઉદયે નહિ, તવલગી કરે એ ચાળા. ટેક.

વિરહાનળનો ઉદય થતાં, પ્રગટ ઈચ્છે પિયુ પ્યારા;
બાળક બુદ્ધિ કેરૂં રમવું, કરે વિસર્જન દારા.
સ્વામિની. ૧

અતુલ્ય દુ:ખ અંતરમાં દેખે, સૂન્ય વત્ સંસારા;
વિરહ વેદના વ્યાપી તનમાં, પ્રજળે આગ અપારા.
સ્વામિની. ૨

ભામિનીને ભોગ અલુણા, સ્વાંગ ગમે નહિ સારા;
તેમજ સાક્ષિ વિણ શેં કામે, આવે ભક્તિના ચાળા.
સ્વામિની. ૩

કરો વિસર્જન લક્ષ પક્ષને, ભવ ઉપજણ ભજનારા;
તરવું તે ભરવું નહિ ક્યારે, તો તરે નૌકા તારા.
સ્વામિની. ૪

ભક્તિની જુક્તિ નહિ જાણી, વહે કર્મના ભારા;
પારસ દ્રોહી પથ્થર સંચે, જેના કર્મના કાળા.
સ્વામિની. ૫

સર્વજ્ઞ દેવાધિ દેવા, સ્વયં આદ્ય ૐકારા;
તન મંદિરમાં પુજો પુરાણા, ચૈતન્ય ગમ ગતિવાળા.
સ્વામિની. ૬



ત્રિગુણ શક્તિ સૂર અસૂરને, ઈશ્વર તનુ અવતારા;
પિંડપિંડમાં કરે પ્રકાશા, આત્મ અંશ રહી ન્યારા.
સ્વામિની. ૭

પ્રાણજીવન છે સદા સંયોગી, લગ્ન મગ્ન એકતારા;
**બાલકૃષ્ણ** જોતા નહિ તેને, ભ્રાન્તિમાં ભમનારા.
સ્વામિની. ૮

## પદ ૩

(રાગ - મેરૂ ડગે પણ જેનું મન ના ડગે રે)

સંત જ્યાં ચાલે તે ગતિયે વિરલા કોઈ ચાલે રે.
સુરતે સાંધીને નિશાનજી. ટેક.
મનમાં વૈરાગ તેને રોમ રોમ વ્યાપ્યો રે,
હરખ ને શોક સમાનજી;
ગુરુગમ ગોતી જુએ આપ ઉદ્યોતિ રે,
અનુભવીયું નિજ જ્ઞાનજી. સંત. ૧

ઉજાગૃત શૂરા તેતો પ્રેમના પૂરા રે,
સમદ્રષ્ટિ નહિ રોષજી;
ધ્યાનમાં ધીરા ને ગુણી ગંભીરા રે,
સહેજે માને છે સંતોષજી. સંત. ૨

ભજનના ભોગી સ્વયં રૂપ સંયોગીને,
અંતર નહિ લગારજી;
ત્રાટક દ્રષ્ટિએ નિર્મળ વરસે રે,
નયનાંએ અમૃત ધારજી. સંત. ૩

અખંડાનંદ જેને ઉર ઉભરાય રે,
જેવી સાગર તણી લહેરજી;

સૂન્ય નિવાશી સદા આત્મ અધ્યાસી રે,
જાણે પરમાત્મની પેરજી. સંત. ૪

પ્રાણને ઈંદ્રિ તણા સંત વિરોધીને,
સુક્ષ્મ પ્રણવે પલાણજી;
પિંડનું ચૈતન મહત્ ચૈતને મેળવે તો,
**બાલકૃષ્ણ** તે પ્રમાણજી. સંત. ૫

## પદ ૧

(રાગ - રામ ગયા વનવાસ રે)

મારી લજ્યા રાખો ચરણે આવ્યો રે,
ગુરુજી અરજ સુણજો જરી...ટેક.

સુખદુઃખ તૃષ્ણા કેરા પુરમાં તણાઈ રે;
આ જંજાળમાં વિંટાયો રે.
ગુરુજી અરજ સુણજો જરી. મારી. ૧

સમદ્રષ્ટિ વિના મુજને ભિન્ન ભિન્ન ભાસે રે;
વિચિત્ર વિશ્વે જોડાયો રે.
ગુરુજી અરજ સુણને જરી. મારી. ૨

માત્ર કલ્પના દ્રોહે હિંસાઈ રહેતો રે;
અહિંસા ધર્મ નહિ પાયો રે.
ગુરુજી અરજ સુણજો જરી. મારી. ૩

માયા ન રૂચે તેમ મનથી ન છુટે રે;
એકુ ન અર્થ સરાયો રે.
ગુરુજી અરજ સુણજો જરી. મારી. ૪

આત્મબળ આપો વ્હાલા સંશય કાપો રે,
આપનું આપ હું ગુમાયો રે.
ગુરુજી અરજ સુણજો જરી. મારી. ૫

સુરતા નુરતાનો યોગ અખંડ રખાવો રે,
તંત્રીષુ તંત્ર ચલાવો રે.
ગુરુજી અરજ સુણજો જરી. મારી. ૬

આત્મ નિવેદન ભક્તિ ગુરુમુખ કેરી રે,
હર્દમ સંયમી નવ થાયો રે.
ગુરુજી અરજ સુણજો જરી. મારી. ૭

કરુણા કટાક્ષે નિજ દાસ કહીને રે;
હજુએ નિકટ ન બોલાવ્યો રે.
ગુરુજી અરજ સુણજો જરી. મારી. ૮

આવી સ્થિતિએ મારી શી ગતિ થાશે રે;
ગુરુમુખ થાયો ન થાયો રે.
ગુરુજી અરજ સુણજો જરી. મારી. ૯

**બાલકૃષ્ણને** બળ આપો કૃપાળુ રે;
પળવાને પરમ તમાયો રે.
ગુરુજી અરજ સુણજો જરી. મારી. ૧૦





## પદ ૧

(રાગ - ગુરુ બીન જાવોગે જખમારી)

કાયર નર શું કૃતાર્થ રે થાશે...ટેક.

સદાકાલ શુદ્ધ વૃત્તિ કાયર શું રાખે કબજે,
અનર્થ કર્મ કુટિલ સંકલ્પો નિષ્ફળ નિપજે;
કર્મ ઈંદ્રિના કામમાં રે રહે છે પરવશ મન,
રાજસ ગુણી આપદા રે પીડે હરનિશ દિન. કા. ૧

કરતો વિપરીત કામ ખોદતો વહી વિષ ધરની,
હિંમત વિના હરામ શક્તિ તો નહિ નિજ બળની;
પતંગ જઈ પૃથ્વી પડ્યો રે થઈ મૂર્છાગત કાય,
અરે હવે હું શું કરૂં રે, આ દુઃખ નહિ સહેવાય. કા. ૨

સર્પ વિંટાયો સર્વ કાયરની કંઠે જઈને,
પડ્યો કરે પોકાર કાયર કંપે જોઈ અહિને;
વિવેકે વછોડવો રે, પકડી એનું મૂખ,
શૂરો હોય તો સૌ કરે રે, ટાળે ભારત દુઃખ. કા. ૩

વિષયો છે વિષ રૂપ, વાસના અહિ વિંટાયો;
નહિ વછુટે નાગ, શુદ્ધ વૈરાગ ન આવ્યો;
નિત્ય વિવેકી નર હશે રે, ષટ સંપત્તિ શિરદાર,
**બાલકૃષ્ણ** શ્રી ગુરુમુખી રે, આ સંકટ હરનાર. કા. ૪





## પદ ૨

શૂરાનર સૌ પુરુષાર્થ રે સાધે...ટેક.

પ્રકટી રોમ રોમ શૂર, શૂર સંગ્રામે જાશે,
શુદ્ધ પતિવૃત પાળનાર, સતી શું બળતાં ત્રાસે?
સાધક સિદ્ધિ પામશે રે, હર્દમ હોય વૈરાગ,
સત્ શૂરા હરિજન કરે, ત્યાં નહિ કાયરનો લાગ. શૂરા.

કાયર કંપી મરે, શૂરા સંગ્રામે ચડશે,
પરમારથમાં પૂર્ણ, તત્વ વિલોકન કરશે;
કામ ક્રોધ મદ મોહને રે, મારી કરે ચૂર ચૂર,
આપનું આપ ઉગારતાં રે, રહી ભજને ભરપૂર. શૂરા.

શૂરા સાધે યોગ, ભોગ સંતોને અર્પે,
સ્વ ઈંદ્રિય સમૂહ, ગુરુ દર્શનથી તર્પે;
ધર્મ તણી રક્ષા કરે રે, મહદ ગતિને જોઈ,
વિદેહી નિર્ભય ફરે રે, ધડ પર શિષ ન હોય. શૂરા.

આસન મારી મેરૂદંડ, સીધો કરી બેસે,
સમ ઈંદ્રિ દમરોધ થઈ, સુક્ષ્મ સ્વર વહેશે;
નવે દ્વાર નીચાં રહી રે, દશમે કરે પ્રવેશ,
સાધક વિરની સાધના રે, હર્દમ હાલ હંમેશ. શૂરા.

સન્મૂખ સાક્ષિ જોઈ, સોઈ ખૂવે નિર્બળતા,
મન કર્મ વચને ધ્યાન, ધીરજ નિયમ નીતિ પળતા;
તિમીર હર્યું ત્રિકાલનું રે, ઉગ્યો આત્મ ભાણ,
આવરણ કોઈ આડું નહિ રે, માત્ર પુરુષ પુરાણ. શૂરા.



પરમ પ્રભુને જોઈ, મોહી શૂરાની સુરતા,
ચઢી ગગન એકતાર, પ્યાર કરતી નિજ નુરતા;
વિરહનળ શાંતિ કર્યો રે, અમૃત સિંધુ મ્હાંય,
પાદુર્ભાવે જઈ મલ્યાં રે, જે જેનું તે ત્યાંય. શૂરા નર. ૬

શૂરા સંત દયાળ, જગતમાં યશ વિખ્યાતા,
નિજ દૃષ્ટિ નિહાળી, કરે કાયરની સાહાતા;
શ્રીમત્ કુવેર કરુણા નિધીરે, પરદુઃખકે હરનાર,
**બાલકૃષ્ણ** જન કારણે રે, ધર્યો મનુષ્ય અવતાર. શૂરા નર. ૭

## પદ ૧

(રાગ - ફેર)

નયનાંનો નેહ તો દેખાડો ગુણવંત ગુરુ,
નયનાંનો નેહ તો દેખાડો.
નિજ અંતરનો આનંદ ચખાડો, ગુણવંત ગુરુ નયનાંનો. ટેક.

અગમ અગોચર આત્મહરિ છે, ત્રિગુણાતિતનો અખાડો;
અકળ અરૂપ સ્વરૂપ સતંતર, નહિ અંતર બાહ્ય વાડો.
ગુણવંત. ૧

આદ્ય મધ્ય અંતમાં કાયમ કરુણેશ, કરે સંકલ્પ શુદ્ધ ઘાડો;
પ્રકૃતિ પુરુષ ગુણ તત્વ સંબંધે, ઈંડ પિંડ સતંત સંધાડો.
ગુણવંત. ૨

નાટકી ખેલથી ન્યારો ખેલે તેમ, સોહંગ સકર્તા સલાડો;
પ્રણવ વૃત્તિને તારે પરોવી, સ્થાવર જંગમ નચાડો.
ગુણવંત. ૩



નિગમ શાસ્ત્રોનાં વચન વિલોકી, માપુ આ વિશ્વ સીમાડો;
વિશ્વ વર્જત કેવલ અગમ્યમાં, અભિન્નતાયે રમાડો.
ગુણવંત. ૪

અનુભવ ધારા અમૃત રસની, તલખંતા તન માંહી પાડો;
ગુરુપદ મહિમા જીજ્ઞાસુ જનને, પરમાનંદ દ્વાર ઉઘાડો.
ગુણવંત. ૫

નિર્ભય દેશ નિરંતર માણું, વિરુદ્ધ ઉપાધિ ઉપાડો;
જન્મ મરણ મારૂં નહિ જગમાં, ભાગો ભર્મ છે એ આડો.
ગુણવંત. ૬

આત્મ સ્વરૂપને યથાર્થ સરાવી, પરમાત્મ પક્ષ પમાડો;
કરુણા સિંધુમાં બિંદુ સમર્પિ, **બાલકૃષ્ણ** ભિન્નતા મટાડો.
ગુણવંત. ૭

## પદ ૨

સત્ય સ્વરૂપ ક્યાંથી દર્શે સદ્‌ગુરુવિણ, સત્ય સ્વરૂપ ક્યાંથી દર્શે;
અવર આવ્રણ ઉર ધરશે સદ્‌ગુરુવિણ. સત્ય સ્વરૂપ...ટેક.

પટુવાચકી પંડિતને પુરાણી, અસંખ્ય શ્રુતિયો ઉચરશે;
પણ ગુરુગમ પ્રસાદી વિનાના, શિખરે ચઢી પાછા પડશે.
સદ્‌ગુરુ. ૧

મનુ સ્મૃતિ સહ ધર્મ વિચારી, સર્વે વ્યવહારો આચરશે;
પણ સ્વધર્મ શમ દમાદિ અભાવે, મિથ્યાભિમાની ઠરશે.
સદ્‌ગુરુ. ૨



તત્ત્વ વિચાર સાર રહે ગુરુ હૃદયે, બહિરમૂખી તે ક્યાંથી સ્પર્શે;
કરુણા નિધી નિજ અમૃત બિંદુ, પાત્ર જનોને દાન કરશે.
સદ્ગુરુ. ૩

પ્રાણ જીવન ગુરુ ચરણ કમલને, અભેદ વૃતિયે સમરશે;
જ્ઞેય ધ્યેય ત્રાતા અનન્ય સેવાથી, સુધા સરવડે વરસે.
સદ્ગુરુ. ૪

જન્મો જન્મની આવ્રણ અંધી, ગુરુજ્ઞાન પ્રકાશી હરશે;
ઉંચ નીચ અહંતા મમતાની આંટી, વિવેક વિનાને આવી અડશે.
સદ્ગુરુ. ૫

પૂર્ણ વૈભાગી સંત સોહાગી, અદ્વૈત માર્ગ આદરશે;
જીવન મુક્તિની યુક્તિ જાણીને, ભવસાગરમાં તરશે.
સદ્ગુરુ. ૬

આત્મ ગતિના ઉર્ધ્વ પ્રદેશમાં, ઉડે તે હિંમત ધરશે;
**બાલકૃષ્ણ** ચાલો સુરતાને વેગે, કોઈ આવ્રણ નહિ નડશે.
સદ્ગુરુ. ૭

## પદ ૩

મુજને આપો આ સમે ધીર, ધરણીધર,
મુજને આપો આ સમે ધીર;
મટાડો મન કેરી પીર્ય, ધરણીધર, મુજને આપો....ટેક.

હું રે અપરાધી જન્મો જન્મનો, માફ કરોને તક્ષીર;
ખુનીના ખૂનનો દોષ દર્શો તો, ક્યાંથી બચી ગયું શિર.
ધરણીધર. ૧





ભક્ત વત્સલ બિરદપાળો કૃપાળુ, તમે કરુણા સિંધુ મહાવીર;
ગુરુપદવી જગમાંહી ધરીતે, ધરાવા ધારણ ધીર.
ધરણીધર. ૨

શ્રીમંત કેરૂ શરણ મલ્યુ હવે, શે કરૂં ફેર ફકીર;
જન્મ મરણનો રોગ હઠાવો, દઈને દવા અક્ષીર.
ધરણીધર. ૩

અન્ય આશ્રય નહિ કોઈનો રે મારે, ગુરુના ગુણ ગંભીર;
મન કર્મ વચને ચરણ કમલ પર, રહ્યો ભ્રમવરત્ સ્થિર.
ધરણીધર. ૪

વિષયાનંદ ભય નિવારો જેથી, મોહ્યા પંડિત બડા પીર;
ત્રિગુણી દ્વંધનો ફંદ ફેડો ત્યારે, સુખીયું રહે શરીર.
ધરણીધર. ૫

કઠીન કાલ જોઈ કંપે ઘણું મારૂં, મન મૃદુ રશ્મિર;
ષડ્ રિપુની શી પેરે સંહારૂં તેવાં, શસ્ત્ર બંધાવો સુંદરી.
ધરણીધર. ૬

નાસ્તિક વૃત્તિનો દ્રોહ કરાવી, નિરખાવો નિશ્ચલ હીર;
અધો અર્ધથી ઉલટ ફરીને, મુર્ધ્વે વહેરે સમીર.
ધરણીધર. ૭

શબ્દાતીત્ સુક્ષમણાએ સાધી, પીવા એ અમૃત નીર;
સુરત નુરતમાં શમી જાએ તો, **બાલકૃષ્ણ** ટળે પીર્ય.
ધરણીધર. ૮





# લાવણી પદ

## લાવણી ૧

કાયા નગરમાં જુઓ કારીગર, ઘાટ ઘડે છે એ કેવા;
નવે દ્વારના નગર શેઠીયા, આવે છે નૌતમ લેવા. ૧

ચિતવનં ચૌટે કરે પોકારા, ઘાટ અમો ઘડીયે રૂડા;
કોઈ ઘડાવો કોઈ ઘડાવો, આવો ઉમંગી જન શૂરા. ૨

ત્રિકુટી સ્થાને પેઢી લગાવી, નિત્ય વિવેકની કારીગરી;
શ્વાસે શ્વાસનો તાણે મશકલો, અધો અર્ધને ઉર્ધ્વ ભરી. ૩

ચિત્તવૃત્તિની પકડ સાંડશી, ઓહંગ સોહંગનો ઘાટ ઘડે;
ઉલટ સુલટની એરણ હથોડી, શબ્દ નાદની ઝડી પડે. ૪

તાણ્ય મશકલો તાન મિલાવી, નહિ ચાલે આળસ કરતાં;
ટાઢા ઉનીતે કેમ મળશે, ઉભયેનો અંતર રહેતાં. ૫

તત્ત્વગુણ ઈંદ્રિમન બળનું, કઠોરપણું સૌ ગાળીને;
ખરી કસોટી અહીં સહેવાની, ત્રાટક નેત્રે ભાળીને. ૬

મમતા રૂપી મશીયા બાળો, તો બ્રહ્મ અગ્નિ ખૂબ તપે;
જડ ચૈતનનો યોગ વછોડી, ચૈતનમાં ચેતન અર્પે. ૭

જડને જાતાં નિર્મળ રહેતાં, ઘાટ રૂડા ઘડશે ધીરો;
આપો હંગ પતિ હંગનો યોગી, ષડ્ સંપત્તિ સહ વીરો. ૮

સુરત નુરતની મલી રાવતી, સંધીક ક્રિયા પૂર્ણ કરી;
પ્રીતિ સ્થીતિ મુકી ઘુઘરી, સહિત લક્ષણા હિરાકણી. ૯

હર્દમ ઘાટ ઘણેરાં ઘડતાં, રીઝે સદ્‌ગુરુ સંત અતિ;
જ્ઞાની ધ્યાનીને સંન્યાસી, ધન્ય ધન્ય કહે મહા મતિ. ૧૦

એકા સૂત્રનો તાર પરોવી, તત્ત્વ બીજનો હાર કર્યો;
**બાલકૃષ્ણ** કારીગર તે તો, જેણે ગુરુને કંઠ ધર્યો. ૧૧

## લાવણી ૨

સૂણો સદ્‌ગુરુજી દઉ શ્રમ, આપો ગતિ પરમ,
આપનો એ ધર્મ, રાખો મન માઝે, રાખો મન માઝે;
નહિ સમઝે સત્યનો મર્મ, જ્યાંહી ત્યાંહી બાઝે. ૧

બહુ સંકલ્પ કેરૂ જોર, કરે દોરાદોર,
સમજે નહિ ઠોર, રાહ આ ફંદમાં,
ખીલવે વિષય અંકુર, ઈંદ્રિ દશાનંદમાં. ૨

રહે ઈંદ્રિયો અલમસ્ત, શોધે નહિ વસ્ત,
જ્ઞાન થયું અસ્ત, જગતને ઝાંખી.
વળી ગંધ શબ્દ ને સ્પર્શ, રૂપ રસ ચાખી. ૩

બની ગયું આ વિધિ પાત્ર, મમતા રહી માત્ર,
સૂણે નહિ શાસ્ત્ર, સંગ નહિ સંતનો;
કરે આત્મા અહિતમાં ગાત્ર, જન્મ પર્યંતમાં. ૪

સત્સંગ વિના નહિ સાન, રહે અભિમાન,
કરે કુરબાન, મનુષ્ય તન વારી;
સૌ સુકૃત્ય અન્ય સમાન, બેઠો છું હારી. ૫

છે તન આવરણનો ટેક, ખૂબ વિવેક,
પળુ છું છેક, વરણના મતનો;
નહિ લખ્યો આત્મનો લેખ, સકલ અદ્વૈતનો. ૬

સર્વાન્તર્યામિ આત્મ, જોયું નહિ માહાત્મ,
પતિ પરમાત્મ, પરમગુરુ લક્ષને;
જોઈ તનો અસ્મિનું માહાત્મ, પકડી રહ્યો પક્ષને. ૭



છે પક્ષ સોઈ પાખંડ, નહિ અખંડ,
ધર્યા જે પિંડ, ઈંડ અચરમાં;
જોઈયે બ્રહ્માંડાતિત, પરાથી પરમાં. ૮

એ પક્ષાતીત્નો લક્ષ, દ્યોને ગુરુ દક્ષ,
પળમાં પ્રત્યક્ષ યોગ છે સારો;
હું તવ ચરણે સમક્ષ, સદા રહેનારો. ૯

તનમન અર્પ્યું મહારાજ, ગુરુ અધિરાજ,
રાખો મમ લાજ, દાઝય ગુરુ તમને;
કહે **બાલકૃષ્ણ**ને કાજ, ખોલો અનુભવને. ૧૦

## લાવણી ૩

જુઓ શાસ્ત્રમાં સાંખ્ય યોગનો, વિયોગ યોગી જન કરતા;
પંચભૂતને તૂત ગણીને, ચૈતન વિષે ચિત્ત ધરતા. ૧

ત્રિગુણ પ્રકૃતિ તત્ત્વ માત્રીકા, વિષય કોષ ઈંદ્રિ મનને;
અનુક્રમે જોડાયાં સર્વે, સ્થૂલ સૂક્ષ્મ કારણ તનને. ૨

સ્થૂલ સૂક્ષ્મ ને કારણ દેહતે, મહાકારણમાં મળીયો છે;
મહાકારણ તે પ્રણવ સ્વરૂપે, જ્યોત તત્વમાં ભળીયો છે. ૩

આત્મ અંશથી જ્યોત ઉજાસી, નિર્ગુણ તેજ પ્રકાશે છે;
સકલ તત્વનો સાક્ષી આત્મા, પરમ કારણમાં ભાસે છે. ૪

નિર્ગુણ ધુણી તપે તપસ્વી, ધ્રુવાસન પર અચળ ઠરી;
આરોહ અવરોહ કરે પ્રકંમા, સપ્ત ચક્રના રૂષિયો ફરી. ૫

અરૂંધ્રતી અબોલા લઈને, ઉર્ધ્વ તણું અમૃત ચાખે;
રવિ શશી ત્યાં રથ રોકાવી, અદ્રશ્યની ઈચ્છા રાખે. ૬



અદ્રશ્ય વસ્તુ આત્મ અંશ તે, ભાગ ત્યાગથી દર્શાતો;
અનુક્રમે ઉપજ્યું ત્યાં શમતાં, શૂન્યમાં સાક્ષી લહેવાતો. ૭

પુરક કુંભક રેચક પ્રાણે, ઉત્પન્ન સ્થિતિ લય થાતું;
બ્રહ્માંડ તત્વોનું મૂળ અંકુર, ઓહમ્ સોહમ્થી સ્ફૂરાતું. ૮

વળી વાત પિત્ત કફના વ્યાધિ, પ્રાણાયમથી દુર થઈને;
શારીરિક બળ આવે સુંદીર, ચૈતનમય કર્તવ્ય સહીને. ૯

માટે પુરક કુંભક રેચક, જડ ચૈતન્ય ન્યારૂં કરવા;
તુપ તક્રથી પડે વિખુટુ, કરો ખોજ સાક્ષી વરવા. ૧૦

સાક્ષી વિના સર્વે તત્ત્વો, શૂન્યમાં જઈને શમી જાતાં;
સચરાચર ચૈતન્ય પ્રભાતે, સાક્ષીમાં ફેર અર્પાતાં. ૧૧

ઉલટ ક્રિયાનો અનુભવ એવો, અધ્યાત્મક બળથી આવે;
શ્રીમત્ કુવેરની જ્ઞાન કળાયે, **બાલકૃષ્ણ** સ્વરૂપે થાયે. ૧૨

## લાવણી ૪

(રાગ - જીવ તું શીદ શોચના કરે)

શીદ શોચના કરો, અંતરે શીદ શોચના કરો;
સહેજે સંશય હરો, અંતરે ઉજાગૃત વૃત ધરો. અંતરે...ટેક.

દૃઢ નિષ્ઠાએ કર્તવ્ય કરવું, તેવું મનને સ્ફૂરો;
ભવ સાગર તરવું કોણ ગતીયે, આ લેખ વિચારો પૂરો;
અંતરે શીદ. ૧

જુઠ્ઠી સર્વ જગતની રચના, આત્મ સત્ય એ ખરો;
વિણ વૈરાગે મૂખથી કહેતાં, આ બંધન નવ હરો.
અંતરે શીદ. ૨



મોહ માયા ને મમતા હરવા, દેહાંતનો ભય ભરો;
કાયા દ્રુમથી પક્ષી ઉડી, કોણ માર્ગે અનુસરો.
અંતરે શીદ. ૩

સાધન રૂપ ચિંતામણી જાતાં, આવે ધરાબોળ ધરો;
તેવો ભય અંતરમાં રાખી, બ્રહ્મ ખુમારી ભરો.
અંતરે શીદ. ૪

ભય ભરેલું ભાન કરોતો, મિથ્યા મૃગજળ તરો;
શત્રુવત્ માયિકને દેખી, મસ્તપણાથી ફરો.
અંતરે શીદ. ૫

જલ કમલ વત્ સહેજ સુભાવે, જીવન ગુજારો કરો;
જેમ હશે તેમ આતો ચાલે પણ, દિવ્ય સંપત્તિ વરો.
અંતરે શીદ. ૬

મનના ત્યાગી રહી અનુરાગી, અંતરે સુરતા ધરો;
પ્રણવ સહિત સૌ વેગ વાળીને, શૂન્ય શિખરે ચઢો.
અંતરે શીદ. ૭

સર્વેન્દ્રિયો સનમૂખ થાશે, આપો આપ સ્થિર ઠરો;
શૂન્ય વિષે સાક્ષી હું એક જ, શરીર તત્વોથી પરો.
અંતરે શીદ. ૮

સોહમ્ અરસની અમૃતધારા, ત્યાં રહીને પાન કરો;
જન્મ મરણમાં હું નહિ તેવી, દિવ્ય ભાવના વરો.
અંતરે શીદ. ૯

શ્રીમત કુવેર સદ્ગુરુની ગમમાં, શુદ્ધ પ્રેમ આદરો;
જ્યોતિ કિરણોના દૃષ્ટાંતે, સતંત સુરતે ઠરો.
અંતરે શીદ. ૧૦





નિદિધ્યાસી કરો લક્ષણા, અવર વાસના હરો;
**બાલકૃષ્ણ** સુરતા તીર વાગે, જઈ પરાથી પરો.
અંતરે શીદ. ૧૧

## લાવણી ૫

લગી ભજનકી ધુન શૂન્યમાં લગી ભજનકી ધૂન;
ચઢી શૂન્ય પર શૂન્ય, શૂન્યમાં ખરી લગાવી ધૂન. ....ટેક.

ત્રિવેણી સંગમની તીરે, સાધી પૂર્વાસન;
એહી દશા સ્થળ યોગેશ્વરનાં, મન ઈંદ્રિ ખુર્બાન. શૂન્યમાં. ૧

જાગૃત વિષે અતિ ઉજાગૃત, તૂર્યાતિત ઉન્મૂન;
સ્વયં પ્રકાશીક સચેત પોતે, જપુ અજંપા મૌન. શૂન્યમાં. ૨

નાભી કમળથી ઓહંગ ઉઠી, શમ્યો નાદમાં પૂર્ણ;
નાદ નિરંતર અનહદ ગાજે, રરંકાર નિર્ગૂણ. શૂન્યમાં. ૩

અહંબ્રહ્મ અવ્યક્ત આપથી, સુલટી સોહમ્ ધૂન;
ઓહમ્ સોહમ્ એક તાર લગાવ્યો, શૂન્ય ઓરુ મહાશૂન્ય. શૂ. ૪

સકલ વૃત્તિયો સન્મુખ રહીને, ચુગતી અમૃત ચુંન;
અખંડ ખેલમાં લગ્ન મગ્ન છે, સદા સોહાગણ ઉન. શૂન્યમાં. ૫

ઉગ્ર ભજનમાં આરૂઢ રહેતાં, ટળે અજંપા રૂણ;
સહસ્ત્ર એકવીસ છસેં સમર્પિ, તર્પુ દેવ સંપૂર્ણ. શૂન્યમાં. ૬

અગણિત ઈંડ પિંડમાં પ્રસર્યો, પ્રણવ તાર ચૈતન્ય;
સોઈ પ્રણવ જપ સાક્ષી તંતે, ખીચ મીલાવત ધુન. શૂન્યમાં. ૭

સકલ વિધિ સદ્‌ગુરુથી લેખી, શ્રીમત્ કુવેર પતિ પુણ્ય;
આપો હંગ પતિ હંગમાં શમતાં, **બાલકૃષ્ણ** નહિ ન્યુન. શૂન્યમાં. ૮



## લાવણી ૬

કર્મ ભર્મમાં ખપ્યો, જીવડો, કર્મ ભર્મમાં ખપ્યો;
સોહંગ જાપ નહિ જપ્યો, જીવડો શબ્દ જાળમાં લપ્યો. ટેક.

ગુરુ કરીને ગોથાંરે ખાધાં, સ્વાર્થી જપને જપ્યો;
વરર્ણ મૂખીના મતમાં પેંશી, કર્માવ્રણમાં છપ્યો. જીવડો. ૧

અન્ય ઉપાસના કરતો ચાલ્યો, અધવચ સુરતે રપ્યો;
ખલક ખજાનો જેણે ભર્યોએ, અકળ અમાપ ન મપ્યો. જીવડો. ૨

અકળ પ્રભુની આરત છોડી, માત્ર કર્મને થપ્યો;
સગુણ શબ્દના જાપ જપ્યાથી, શું શબ્દાતિત મપ્યો? જીવડો. ૩

શુદ્ધ સંકલ્પે સર્વ પ્રકાશી, આ તનમાં અંશ થપ્યો;
સોહંગ પતિના વિસર્જનથી, ત્રિગુણી જપને જપ્યો. જીવડો. ૪

જે આત્મા ઘટ ઘટમાં સાક્ષી, કીટ બ્રહ્મા સૂર સપ્યો;
તે આત્મા રહેણી વિનાનો, પરમાત્મા નહિ જપ્યો. જીવડો. ૫

દ્વૈતે ભાવના અંતર આણી, અદ્વૈત માર્ગ કપ્યો;
**બાલકૃષ્ણ** શુદ્ધ ગતિ વિના તે ત્રિવિધિ તાપમાં તપ્યો. જીવડો. ૬





## લાવણી ૭

આત્મા રામ નહિ બુઝયો, જીવડો આત્મારામ નહિ બુઝયો;
પરમાત્મા નહિ સુઝયો, જીવડો કાલ માયાને પુજ્યો...ટેક.

બ્રહ્મા રે વિષ્ણુ શંકર શક્તિ, પંચભૂત તનુજો;
જ્યાંથી રે ઉપજ્યાં ત્યાં અસ્તાશે, નાસ્તિક વિત્તનો પુંજો.
જીવડો. ૧

એ સૌને શિર કાળ ભય ભારે, નામ રૂપ ગુણષુંજો;
બ્રહ્મમાયાથી ગુણ તત્ત્વનાં, નામ પડ્યાં છે દુજો.
જીવડો. ૨

આત્મરામ સૌ ઘટે વિરાજે, અધરાસન પર તુંજો;
ઓમ્ પ્રણવ ચૈતન્ય પ્રકાશા, રોમે રોમ મલ્યુ જો.
જીવડો. ૩

ઓમ્ વ્યાપક ચૈતન્ય જીવ રૂપે, વળ્યો વિષયાનંદસુજો;
ત્રિગુણ દ્વંદના ફંદને માણી, મોહ પાસમાં ઘુંચ્યો.
જીવડો. ૪

આપ ભૂલીને અન્ય ગણાવે, સગુણ સેવાયે રંજ્યો;
આત્મજ્ઞાન વિના અંધાને, પરમાત્મ નહિ સુઝયો.
જીવડો. ૫

સાચા વૈદ્ય ગુરુદે અંજન, અનુભવ નયનાનું જો;
તવ આતમ ગમ સહેજે સુઝે, **બાલકૃષ્ણ** યહ બુજ્યો.
જીવડો. ૬







## લાવણી ૮

નામ આશરે રહ્યા, જીવ સૌ નામ આશરે રહ્યા;
નામીને ના લહ્યા, જીવ સૌ શબ્દ જાળમાં છહ્યા...ટેક.

પૂર્વે આદ્ય બ્રહ્માના મૂખથી, વેદ ચતુર જે થયા;
શ્વાસોશ્વાસથી વાણી ઉચરી, શ્રુતિ ભણંતા ભયા. જીવ સૌ. ૧

સદ્ ચિદાનંદ શ્રુતિ પોકારે, સૌ ચૈતન નવ ગ્રહ્યા;
અહમ્ બ્રહ્માસ્મિ વાક્ય તે, મૂખે બોલતા થયા. જીવ સૌ. ૨

ચતુરવેદના ચતુરાચાર્યો, શ્વાસ વિવેકી થયા;
શ્વાસાતરથી શાસ્ત્રરે બાંધ્યાં, ષટ્ શાસ્ત્રો જે કહ્યાં. જીવ સૌ. ૩

સહસ્ત્ર નામ શાસ્ત્રમાં રે કલપ્યાં, હરિ અક્ષર રૂપ સહ્યા;
સોઈ નામ સૌ સંતો રટતા, રામ કૃષ્ણ શિવ કહ્યા. જીવ સૌ. ૪

નામ તણા સાક્ષી કોણ નામી, પ્રણવ જેહથી વહ્યા;
શ્વાસાક્ષરથી સાક્ષી પેહેલા, સો આત્મા નવ લહ્યા. જીવ સૌ. ૫

નામ સુણીને ગામ ધામનું, બહિર પ્રદેશે ગયા;
અંતર દેશે કરી અંધારૂં, મસીદ મંદિરે મોહ્યા. જીવ સૌ. ૬

નામ થકી સંધ્યા ગાયત્રી, જાગ યજ્ઞ તપ સહ્યા;
તિર્થ વ્રત ને કર્મ વેદોક્ત, પુરાણોક્ત જપ કહ્યા. જીવ સૌ. ૭

વરણાશ્રમના મતમાં ફૂલી, શબ્દ જાળમાં રહ્યા;
**બાલકૃષ્ણ** આત્મ ગમ વિના, વાણી પૂરમાં વહ્યા. જીવ સૌ. ૮





## લાવણી ૯

જુઓ વિચારી મૂળ, સંતોભાઈ જુઓ વિચારી મૂળ;
ભાગો ભર્મની ભૂલ, સંતોભાઈ સમજ વિના નહિ સૂલ. ટેક.

વિપ્ર કહે હમ બ્રહ્મા મૂખથી, બાહુ એ ક્ષત્રિ કુળ;
ઉરૂ સ્થાનથી વૈશ્ય ઉપજીયા, શુદ્ર પાદમાં મૂળ. સંતો. ૧

શું ઉપજ્યાં મુખ બાંહ્ય ઉરૂથી, એ ભવમાં રહી ભૂલ;
ચતુર વરણ અભિમાન ધરે છે, પાઈ દેહાસ્મિ સ્થૂલ. સંતો. ૨

કહેનારે તો કાંઈ કહ્યું ને, સમજ્યા કંઈકનું હુલ;
નહિ નારી બ્રહ્મા નર તનથી, કેમ કરી નિકળે સ્થુલ. સંતો. ૩

શબ્દ સાંભળી સાચુ માની, કરે વરણની ફૂલ્ય;
આદ્યોદયનો અનુભવ ત્યાગી, થયા જીવન તન તુલ્ય. સંતો. ૪

પરમ ખોજના પાત્ર વિનાની, ઉંચ વરણ તે ધુળ;
પાત્ર વિના અલંકાર ઉલટો, જેમ ગર્ધવ પર ઝુલ. સંતો. ૫

અખંડ ધારા ધરથી ચાલે, લક્ષ ચોરાસી કુલ;
જ્યાંથી ઉપજ્યો નહિ પલટાયો, ઉંચ નિચનો રૂલ. સંતો. ૬

કોઈ પ્રતિવાદી વાદ કરો તો, કહો કોણ યુગથી ગુલ;
કયા યુગથી યોની સેવો, ચતુર વરણ સમ પૂલ. સંતો. ૭

વેદ વચન ભાખ્યો નહિ પરખ્યો, યથાર્થ વાક્ય અમૂલ્ય;
**બાલકૃષ્ણ** વરણાંતર વાદે, આત્મ ગતિ ગઈ ડુલ. સંતો. ૮





## લાવણી ૧૦

જુઓ કર્મની કોર, સંતોભાઈ જુઓ કર્મની કોર;
ધરથી ધર્મના ચોર, સંતોભાઈ વાડા બાંધ્યા ઓર ઓર...ટેક.

પ્રથમ પંચભૂત સૌને સરખાં, યોનિ સૌ એક ઠોર;
ગુણ ઈંદ્રિ માયા છે સૌને, વિષયાનંદનું જોર. સંતો. ૧

આત્મા રામ છે સૌનો સરખો, કીટ બ્રહ્મા સુર ભોર;
ઈશ્વર બ્રહ્મ તો અદ્વૈત વ્યાપક, વેદ વચનનો તોડ. સંતો. ૨

ત્રિવિધિ ઉરમી આહાર ઉપાધી, સોઈ સરખાં નહિ ઓર;
ચતુર વરણ યોની દર સરખુ, કર્મ ધર્મનું જોર. સંતો. ૩

વૃક્ષ બીજને પાન પાપડી, અંતે સરખો ફોલ;
કણ કિંમતમાં ભેદ ગણોએ, નહિ સંભવતો બોલ. સંતો. ૪

ભઈ ભવાટવી સૌની સરખી, નહિ ભાસે કંઈ ઓર;
તો, અદ્વૈત ઈશની ઉપાસનામાં, કેમ પડદો ને કોર. સંતો. ૫

ભિન્ન ભાવથી આચાર્યોએ, સ્વાર્થ સાધ્યો ઘોર;
મર્કટ મદારી ન્યાય કર્મથી, જીવ રહ્યા દોરા દોર. સંતો. ૬

જ્ઞાન ભાગને ગુપ્ત રાખીને, ગાયો ગોળે ગોળ;
કહેવા માત્ર અહંબ્રહ્મ સુખ માણી, થાય ઈશ્વરના ચોર. સંતો. ૭

સમજુ હોતો સમજી લેજો, નહિ કરવો કંઈ શોર;
**બાલકૃષ્ણ** સદ્ગુરુ મળે તો, ઉગે આત્મ ગમ ભોર. સંતો. ૮





## લાવણી ૧૧

ક્યારે આપે ગુરુજ્ઞાન, સર્વોત્તમ સાન,
કરાવી ભાન, કોહમ્ કિરતારુ;
ગુરુકૃપા નિધાન, ટાળી અભિમાન,
દેતહી દાન, દયા તો અપારુ. ટેક.

ગુરુ અભિમાન ત્યજાવે પહેલો, પછી લક્ષ બતલાવે સહેલો;
મન ક્રમ વચને જુએ ગ્રહેલો, ત્યારે આપે ગુરુ જ્ઞાન.
સર્વોત્તમ. ૧

ગુરુશ્રી ગોવિંદ તુલ્ય કહીયે, કહીયે તેવા અંતરે લહીયે;
શ્રદ્ધા સહીત શરણાને સહીયે, ત્યારે આપે ગુરુ જ્ઞાન.
સર્વોત્તમ. ૨

શરણાનું સુખ ઉત્તમ જાણી, જાણ્યા જેવું લેવું માણી;
સૌવૃત્તિ ગુરુચરણે આણી, ત્યારે આપે ગુરુ જ્ઞાન.
સર્વોત્તમ. ૩

ગુરુ કદપી કસોટી દે તો, દૃઢ મનથી જન સર્વે સહેતો;
તન મન ધન કુર્બાન કરે તો, ત્યારે આપે ગુરુ જ્ઞાન.
સર્વોત્તમ. ૪

જડ બુદ્ધિ જરા નહિ રાખે, ચૈતન્ય મય થવા ચિત્ત તાકે;
વિનય વાક્ય ગુરુ પ્રત્યે દાખે, ત્યારે આપે ગુરુ જ્ઞાન.
સર્વોત્તમ. ૫

અન્ય આશ્રય નહિ કોઈ મારે, દીનાનાથ હું શરણ તમારે;
કહો ગુરુ વિણ કોણ ઉગારે, ત્યારે આપે ગુરુ જ્ઞાન.
સર્વોત્તમ. ૬

અનુભવી વચન વદે ગુરુ એક, એક વચન પર રચના અનેક;
નિદિધ્યાસનો જો ગ્રહે ટેક, ત્યારે આપે ગુરુ જ્ઞાન.
સર્વોત્તમ. ૭

હર્દમ જાપ અજપા દ્વારે, બંક નાળે થઈ શિખરે પ્રસારે;
સાક્ષીને સમર્પે જ્યારે, ત્યારે આપે ગુરુ જ્ઞાન.
સર્વોત્તમ. ૮

સ્થિર પણે સુરતા ત્યાં ઠરતી, ઉજાગૃતિ સ્વરૂપને વરતી,
નિરંતર ચૈતન્ય મય ફરતી, ત્યારે આપે ગુરુ જ્ઞાન.
સર્વોત્તમ. ૯

સાંગોપાંગ નિરખે નિજાત્મ, પુનઃ પરમ લક્ષ દે પરમાત્મ;
જુએ ઉભયે ઐક્યતાનું મહાત્મ, ત્યારે આપે ગુરુ જ્ઞાન.
સર્વોત્તમ. ૧૦

આત્મ પ્રભુનો ભેદ જ ભાગે, ભાગ્યવંતનું એ ભાગ્ય જાગે;
**બાલકૃષ્ણ** બહુ પાયે લાગે, ત્યારે આપે ગુરુ જ્ઞાન.
સર્વોત્તમ. ૧૧

## લાવણી ૧૨

અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન સોહાગ,
મલ્યો ગુરુલાગ, શ્રીમત્ કુવેરનો;
તપ્યો જેને વૈરાગ, ખરો તે ત્યાગ,
ત્યજી સૌ રાગ, અંતર બાહેરનો. ટેક.

ભાગ્યવંતને ભક્તિ વહાલી, તિવ્ર તાપથી રહે પ્રજાળી;
ગુરુગમ લેવા હિંમત ઘાલી.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૧

અતિ આતુરતા અંતર રહે છે, ચાતક વત દેહ દહે છે;
ગુરુ ગોવિંદ હરદમ ચાહે છે.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૨

જન કારણ કરુણા નિધી આવ્યા, કૈવલ જ્ઞાન અનુપમ લાવ્યા;
ધન્ય શરણે ધન્ય જે જન જાયા.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૩

સૂક્ષ્મવેદ ગુરુ લાવ્યા અગમનો, પરમ સિદ્ધાન્તો ભરી સુગમનો;
સુલટ પ્રણવની ધુન સોહમ્‌નો.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૪

સૂક્ષ્મ વહે ધારા ગતિ ન્યારી, ઉર્ધ્વ પ્રણવ સાક્ષીનો યારી;
ચતુરવેદ અધો અર્ધે ઉચ્ચારી.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૫

ઉર્ધ્વ ગતિ સૂક્ષ્મ ગુરુદાતા, સકૃત પતિ કૈવલ ગુણ ગાતા;
તેના અંશ ઘટ ઘટ વિક્ષાતા.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૬

અંશ કળા અકળ વિભૂ તનમાં, અધર તખ્ત મહાશૂન્ય સદનમાં;
આત્મ જ્યોત જલતી સચેતનમાં.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૭

અંશ ગતિ જગ ભરથી છાની, અહંબ્રહ્મ વાચક બહુ જ્ઞાની;
જ્ઞાની ધ્યાનીએ કંઈ કંઈ માની.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૮

યોગી યોગ સાધે બહુ સારા, કરી કમળમાં પ્રણવ પ્રસારા;
લટકાં ચટકાં બહુ કરનારા.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૯

કમળ ચક્રમાં હરિ નહિ જડતા, કમળ માંહી બ્રહ્મા આથડતા;
નિગમ નેતિ પણ તે તો પઢતા.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૧૦

નયન વિના ભાનુ નહિ દેખે, અંશ વિના અંશી કેમ પેખે;
અન્ય ભક્તિ આવે નહિ લેખે.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૧૧

પૂર્ણ જ્ઞાન કરુણાનિધિ આપે, જે જેનાં તે તેમાં સ્થાપે;
અંશ સોઈ અંશીમાં સોંપે.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૧૨

અંશ ગતિ દુર્લભ કો પાવે, તીવ્ર તાપ વૈરાગમાં આવે;
અંતર બાહેર નિર્મળ થાવે.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૧૩

આ અવસર ઉત્તમ સોહાગી, ગુરુ ચરણમાં સુરતા લાગી;
**બાલકૃષ્ણ** જન ધન્ય બડભાગી.
અહો ધન્ય ધન્ય ભાગ્ય, સજન. ૧૪.



# લાવણી ૧૩

ભલાં ભક્તિ કરનાર, જુઓ નરનાર,
કેવાં દ્રઢ દાર, ભજન સેવામાં;
તનમન ધન દેનાર, રખે ન લગાર,
તથા તલ ભાર, સમય તેવામાં. ટેક.

તનમન ધન વહાલુ નથી કરતા, સંત રીઝે તેમ કર્માચરતા;
ગુરુના ચરણ કમળમાં વરતા, ભલાં ભક્તિ કરનાર. જુઓ... ૧

ભક્ત સકલ સમજી અર્પેવા, મિથ્યા આપી સાચું લેવા;
અજરામર પદવી પર રહેવા, ભલાં ભક્તિ કરનાર. જુઓ... ૨

પ્રાણ થકી પ્રિય ગુરુદેવ, શ્રેષ્ઠ ગણી કરતા નિત્ય સેવ;
અર્પિ શુદ્ધ ઉરનો અહંમેવ, ભલાં ભક્તિ કરનાર. જુઓ... ૩

નિજ દ્રષ્ટિ છે સદા નિરાળી, સમજીને સૌ તૃષ્ણા ટાળી;
કહેણી રહેણી ગુરુગમ વાળી, ભલાં ભક્તિ કરનાર. જુઓ... ૪

ગુરુ વચને દ્રઢ રહી આકીને, વધુ વધુ સંયમ છે પ્રતિદિને;
હજરત હાલ સદા લોલીને, ભલાં ભક્તિ કરનાર. જુઓ... ૫

યુક્તિ સહ ભક્તિ તો કેવી, આત્મ નિવેદન થાએ તેવી;
મન વાણી થકી અગમ એવી, ભલાં ભક્તિ કરનાર. જુઓ... ૬

પરમાનંદ અતિશય મનમાં, ષટ્ સમ્પત્તિ સહ અનુભવમાં;
કામાદિક દોષો નહિ તનમાં, ભલાં ભક્તિ કરનાર. જુઓ... ૭

મધુર વેણ નેણ અમી ભરેલાં, શમ ઈંદ્રિ દમ દમન કરેલાં;
સુરત સંકલ્પો સ્થિર ઠરેલાં, ભલાં ભક્તિ કરનાર. જુઓ... ૮

દ્રોહ મોહ મમતા તો મારી, ગગન ગુહાના થઈ અધિકારી;
**બાલકૃષ્ણ** જાય જન પર વારી, ભલાં ભક્તિ કરનાર. જુઓ... ૯



## પદ ૧

(રાગ : મન માયાના કરનારા રે)

આ કાયામાં વસનારા રે, તું જોઈ લે કોહમ્ કિરતારા;
ઓ માયામાં પચનારા રે, શું જ્યાં ત્યાં ધરૂં છું પતિયારા. ટેક.

સભર અંકુરને યથા સંભવતો, સંકલ્પ કોણ ધરનારા;
બ્રહ્માનું જાયું જે રે બનેલું, તે અવધ કાળે છે જનારા રે.
તું જોઈ લે. ૧

પ્રણવ ૐકાર ધુન તારાથી ઉઠે, અકાર ઉકારથી મકારા;
ચતુર વાણીનું મૂળ મંડાણએ, ત્યાર પછી મુખ જપ સારા રે.
તું જોઈ લે. ૨

તત્વોના ઘાટમાં આકિન ધરૂં તો, વિના ચૈતન્ય જડકારા;
ઈશ્વર કલ્પિત સ્થૂલ નહિ સાથી તો, જીવ કલ્પિત ક્યાં રહેનારા રે.
તું જોઈ લે. ૩

આત્મ નિવેદન વિનાનાં કર્મો, જુદ્દા જનો રે કલ્પનારા;
પરોક્ષ ભક્તિ કેરા ભજનારા, તે અજાણ રહી યજનારા રે.
તું જોઈ લે. ૪

નિત્ય સ્વરૂપનો નિર્ણય કરતા, સત્યમાં છે શમનારા;
શ્રીમત્ કુવેર ગુરુની શાન માની, **બાલકૃષ્ણ** કોક ઠરનારા રે.
તું જોઈ લે. ૫





## પદ ૨

છે કૈવલ કર્તા હમારા રે, તું જોઈ લે સોહમ્ પદ ન્યારા;
ઓ ઈતમાં અટકનારા રે, તું તત્માં રહે તદાકારા. ટેક.

મન ગુણ ઈંદ્રિ તત્વ પ્રકૃતિના, ઘાટ બન્યા છે બહુ સારા;
લક્ષ ચોરાક્ષી ગણના છે તેની, અઘાટ અંશ અમારા રે.
તું જોઈ લે. ૧

અંશ પ્રકાશ રોમ રોમમાં વ્યાપી, ચાલે પ્રણવ ઓંમકારા;
ઓહંગ સોહંગની શબ્દ સમરણી, ઉલટ સુલટ રરંકારા રે.
તું જોઈ લે. ૨

ઉલટ ઓમકાર અંશને પહોંચે, સુલટ સોહંગ પતિ પ્યારા;
શબ્દ તણી ધુન્ય શૂન્યમાં સમતાં, અંશ પ્રણવ એકતારા રે.
તું જોઈ લે. ૩

ઉગ્રવૃત્તિના અંશ અનુપમ, જગ ઉપજણથી ન્યારા;
પ્રતિબિંબ રૂપે પોતે રહ્યા છે, અંશ અંશીમાં જનારા રે.
તું જોઈ લે. ૪

શુદ્ધ સનાતન સંકલ્પ દ્વારે, સૃષ્ટિ ક્રમ સર્જનારા;
તે કર્તાનો લક્ષ લખાવે, તો પરમ હંસ ગુરુ ન્યારા રે.
તું જોઈ લે. ૫

અપરિમિત પરમિષ્ટ કૈવલના, વેત્તાશ્રી ગુરુ હમારા;
શ્રીમંત્ કુવેરના ચરણ કમલમાં, **બાલકૃષ્ણ** ઠરનારા રે.
તું જોઈ લે. ૬





## પદ ૧

(રાગ : ફેર)

ખબર ખરી નહિ પાયો રે,
ગાફલ નર ખબર ખરી નહિ પાયો;
મુક્તિની યુક્તિ ભુલાયો રે, ગાફલ નર ખબર....ટેક

પ્રણવ ધ્વનીનો ભેદ ભાંખ્યો ન પરખ્યો,
ક્યાંથી ઉઠી ક્યાં સમાયો;
દ્રઢ નિષ્ઠાયે નિજ રૂપ નિરખવા, સંયમી સાધક ન થાયો.
ગાફલ નર. ૧

કર્મ પ્રાધાન્ય ગણી આપે ખોવાયો, સોહમ્ અસ્મિ ન પાયો
વિધિ નિષેધ વાક્ જાળે વિંટાઈ, ભ્રાંતિક ભવમાં ભ્રમાયો
ગાફલ નર. ૨

ચૈતન્ય વૃત્તિ વિના ગતિ નહિ ગગને, પર વિના પક્ષિ ઝુરા
સૂન્ય નિવાસી હંસ શિખરે વસે છે, વાયસ વેગથી હરાયો
ગાફલ નર. ૩

બ્રહ્મ ગુરુને દિવ્ય રૂપે ન દેર્શ્યા, ભેદ બુદ્ધિમાં રહાયા;
**બાલકૃષ્ણ** અહંબ્રહ્મ ઉચ્ચારી, વાક્ ચાતુરી જણાયો રે.
ગાફલ નર. ૪







## પદ ૨

મોહ માયામાં મચાયો રે, મુરખનર મોહ માયામાં મચાયો;
જગત સંબંધે જોડાયો રે, મુરખનર મોહ. ...ટેક.

અલી ચંપક કળી ત્યાગી અભાગી, ગોબર ગંધ શું મોહાયો;
માયિક મિસરીનો ભારત ઉંચકતો, ખાતાં તે ખર મરી જાયો રે.
...મુરખ નર. ૧

જગતનો ઝઘડો નહિ જીત્યો જંજાળી, ગંભિર ઘાણીએ પીલાયો;
ત્રિવિધી તાપે નિજ જીવન પ્રજાળી, ઘણો ઘણાને ધાયો રે.
...મુરખ નર. ૨

કાયા કનક મણિ કસ્તુરી સાટે, કુશક કણ લઈ વવાયો;
ભક્તિના ભાન વિના અન્ય એવું છે, મહા પદ મર્મ ન પાયો રે.
...મુરખ નર. ૩

મનુષ્ય ચિંતામણી હારીને બેઠો, એ ભય ઉર નહિ આયો;
વિવેક વિનાનો **બાલકૃષ્ણ** ન બુઝયો, પુરો પછીથી પસ્તાયો રે.
...મુરખ નર. ૪

## પદ ૩

અબતો કરો મેરી સહાય રે, ગુરુજી અબતો કરો મેરી સહાયે;
લાગુ તમારે પાયે રે, ગુરુજી અબતો કરો મેરી સહાયે. ટેક.

સન્મૂખ આયે ચિત લગાયે, ચરણ કમળકુ ચહાયે;
તમ કારણે આવ્રણ હું છોડી, સંસાર સુખ છટકાયે.
...ગુરુજી અબતો. ૧





દયા રે દીનતા ક્ષમાચ ધૈર્યતા, શાંતિ ને સંતોષ લાયે;
નિરાલંબ અક્રોધ અનુરાગી, નિષ્કામી નિર્માયે.
...ગુરુજી અબતો. ૨

મન કર્મ વચને શુદ્ધ ભયો છું, દંભ કપટ નહિ કાયે;
શુદ્ધ સનાતન આત્મ અંશ હું, તે જાણું છું તમો કૃપાયે.
...ગુરુજી અબતો. ૩

આત્મ લક્ષ યથાર્થ રે આપો, કૈવલ ન્યાય સુણાયે;
કૈવલ નાથ સકલ શિર સ્વામી, અણુની આદ્ય ઉપાયે.
...ગુરુજી અબતો. ૪

સો પરમાત્મનકી સત્ય ગતિયાં, દેશો સદ્ગુરુ રાયે;
કોટી જન્મનું સુકૃત્ય જાગ્યું, શ્રીમત્ કુવેરની સહાયે.
...ગુરુજી અબતો. ૫

ગુરુ નારાયણે દયા કરીને, જન દિલ દાપુ પતાયે;
**બાલકૃષ્ણ** અનાહત સુખ લેવા, જુગલ ચરણ રજ ચહાયે.
...ગુરુજી અબતો. ૬

## પદ ૧

જે શુભ રહેણીમાં રહે છે, તે સંત કસોટી સહે છે;
કસોટીએ કિંમત દે છે, ને સંત ઝવેરી લે છે. ....ટેક.

સત્યાસત્યનો સાર સમજીને, જતમત સત્ય ગ્રહે છે;
પ્રેમ તણું એ પાત્ર બનીને, હરિભજન કરે છે. ....જે શુભ. ૧

સમદર્શી દ્રષ્ટાને નયણે, અમીરસ પ્રેમ ઝરે છે;
પરમારથ પોતે ધારીને, પરનો તાપ હરે છે. ....જે શુભ. ૨



ષટ્ ઉર્મિનું સહજ પણાથી, નિશદિન નિર્ગમે છે;
નિજ સુરતાને નુરતે વાળી, દેહ ઈંદ્રિય દમે છે. ....જે શુભ ૩.

રત્ન સરીખુ તનમન તેનું, ઘણની ચોટ્યો લે છે;
સુખ દુઃખ સહની શક્તિ વંતને, દ્રઢ ધ્યાનમાં મ્હાલે છે.
....જે શુભ રહેણીમાં. ૪

શૂરા હોય તે પુરા પાવે, કાયર તો કંપે છે;
પાત્ર વિના ગાત્ર નવ થાય જે, બુદ્ધિ બળમાં અલ્પે છે.
....જે શુભ રહેણીમાં. ૫

આત્મ સ્વરૂપી પાત્ર બને તે, પરમાત્મા પરખે છે;
મન ગુણ ઈંદ્રિ મય રહેનારા, ભુતાવરણ નિરખે છે.
....જે શુભ રહેણીમાં. ૬

અજરામરનો રસ પીવાથી, ગુરુમુખીનો જય છે;
**બાલકૃષ્ણ** મન મુખીને તો, જન્મમરણનો ભય છે.
....જે શુભ રહેણીમાં. ૭

## પદ ૨

જેને અનુભવતું અજવાળુ, તે કથે અનુભવવાળુ;
દે કૂંચી ગુરુ દયાળુ, તો તુટે સંશય તાળુ. ...ટેક.

સંશયથી સંસાર સભર છે, આપાના અધિકારૂં;
ઉપજેલું જાવાનું તેમાં, મન થયું મદવાળું. ....જેને અનુભવ. ૧

સંશયથી સંકલ્પો ઉઠે, અધમ મધ્યમ પ્રકારૂં;
વરણાંત્તરની વ્યાખ્યા સુણી, આત્મ થયો વરણારૂં. ....જેને. ૨



ન ભવિત વિત્તનું ભવિષ્ય કહેવા, સમર્થ સંત વ્યકતારૂં;
પરમગુરુના પરમ લક્ષથી, છૂટે પ્રપંચ વાળુ. ....જેને. ૩

પરોક્ષ કેરો પડદો તોડી, પ્રગટ સ્વયં સત્તાળુ;
આત્મ અંશ અવિનાશી મમથી, નખ શિખ ચૈતન્ય મારૂં ....જેને. ૪

આત્મ અંશની આગળ વાગે, અનહદ છત્રીસ વાળુ;
ઝળહળ જ્યોતી જગી રહ્યો છે, બ્રહ્મરંધ્ર ઝણકારૂં. ....જેને. ૫

પુરૂષ પ્રકૃતિ નેકી પોકારે, વિધી વદે વેદ ચારૂ;
પરાવાણીયે સ્તવન કરીને, પરાત્પર ધુનવાળુ. ....જેને. ૬

મન ઈંદ્રિયો શમદમ થઈને, બની સુક્ષ્મ ગતિયારૂં;
મુર્ધ્વ સ્થળનો મહિમા જાણી, સુરત નુરત ત્યાં ઠારૂં. ....જેને. ૭

પરમ પ્રભુના આત્મ અંશની, શોભા અનુપ અપારૂં;
સોહમ્ સાક્ષીની સન્મુખ સમયે, છુટે કર્મ વ્યવહારૂં. ....જેને. ૮

પ્રતિબિંબ રૂપે તન ઘટ શૂન્યે, તત્વાતિત વિત્ત ન્યારૂં;
અસંખ્ય બિંબના સાક્ષી કૈવલ, ઉર્ધ્વ દ્રષ્ટિએ ભાળું. ....જેને. ૯

પરમિષ્ટ પરમાત્મન્ પાખે, અન્ય સુખ લગારૂં;
**બાલકૃષ્ણ** અપરિમિત પદમાં, ઉજાગૃત મન ગાળુ. ....જેને. ૧૦

## પદ 3

જેવો પૂર્ણ પ્રભુ પર પ્યાર, તેવો કરીએ ગુરુષુ યાર;
ગુરુ ષટ્ સંપત્તિ દેનાર, લેશે અધિકારી અધિકાર. ....ટેક.

ગુરુને ગોવિંદ તુલ્ય ગણતાં, પામે વસ્તુ વિચાર;
વેદ શાસ્ત્ર સંધ્યા જપ તપની, સિદ્ધિના દાતાર.
જેવો પૂર્ણ. ૧





રૂપ રંગ રેખા નહિ વેષા, દેહાતિત દેદાર;
અગમ નિગમ ગમ ગુરુ લખાવે, માટે ગુરુ કિરતાર.
જેવો પૂર્ણ. ૨

ધ્યાન માન માંહી દૃઢ કરાવે, પોખી શુભ સંસ્કાર;
મહાપદની રહેણીમાં રાખે, ધન્ય ધન્ય ગુરુ બલિહાર.
જેવો પૂર્ણ. ૩

બ્રહ્મા નારદ શારદ ગાવે, ગુરુ ગુણ દશ અવતાર;
વાક્ વાણીનો વેગ વાળીને, ઉલટાવે ૐકાર.
જેવો પૂર્ણ. ૪

પરા નાભીયે પ્રણવ પહોંચાવી, જગવે ધુન ૐકાર;
ઉલટ પ્રણવ સુલટમાં શમતાં, ઓહંગ સોહંગાકાર.
જેવો પૂર્ણ. ૫

આત્માને પરમાત્મ સંધી, સાંધે ગુરુ ગતિયાર;
નિજાનંદ પરમાનંદ પૂરણ, દે ઉભયે ભંડાર.
જેવો પૂર્ણ. ૬

ઉભયેની ઐક્યતા કરાવે, શ્રીમત્ કુવેર શિરદાર;
**બાલકૃષ્ણ** ચરણે સુખ શાન્તિ, સંશય નહિ લગાર.
જેવો પૂર્ણ. ૭

## પદ ૪

મેરા મનવા હે અલમસ્તા, સો ઉંડી ગગનમાં વસતા;
લેઈને ગુરુગમકા રસ્તા, જ્યાં નહિ ઉદય કે અસ્તા. ટેક.

પંડિતકુ પાખંડી કહેતા, નહિ માનત ઈત્ કવતા;
વાક્ જાળના વાદી મલતાં, કહે ચુપ ચુપ ક્યા લવતા?
મેરા મનવા. ૧



વર્ણાવર્ણી વાત કરે તો, કહે ફોગટ એ મમતા;
અદ્વૈત આત્મ ભાનુ ભુલી, ભુલવણીમાં ભમતા.
મેરા મનવા. ૨

વૈદિક ગિરા વેદાંત્તીને, કહે વાણી ઉચરતા;
સકલ વાણીનો સાર ગ્રહીશું, ધીરજ ધ્યાન નહિ ધરતા.
મેરા મનવા. ૩

યોગી સરખો આડંબરને, શમદમમાં નહિ શમતા;
એવાંનું અયોગ્ય કહે છે, એસા હે અલમસ્તા.
મેરા મનવા. ૪

ચાતક જેસા મન હે મેરા, તિવ્ર તપારે તપતા;
સ્વાંત સ્વાંત પોકર કરીને, ચઢે ગગન થઈ એક્તા.
મેરા મનવા. ૫

ભવોદધીનું નીર નજરે ન લાવે, ચિત્તમાં ચિદ્‌ઘન રૂચતા;
ઉર્ધ્વગતિનું અનુભવ અમૃત, પીને પીયુ જપ જપતા.
મેરા મનવા. ૬

પાછું પડતાં પ્રલયે થાતું, તે સમયે ઘન પડતા;
ઘન બિંદુયે સજીવન થઈને, સ્વાંત શોધમાં ચઢતા.
મેરા મનવા. ૭

નિત્ય રહી એકતાર લગનમે, ભવબંધનથી ખસતા;
સોહમ્ હંસ ધૂન મચાવી, મહા મસ્તીમે હસતા.
મેરા મનવા. ૮

મહા જ્ઞાન રૂપ હિરણ્ય ગર્ભની, માત્રા પચવી ફરતા;
ગુરુ ગમની પરહેજી પાળી, સાધી અજરામરતા.
મેરા મનવા. ૯

ઘરમાં બાહીર જગતમાં, અબ કુછ નાંહી રખડતા,
મૂર્ધ્વ પ્રદેશે મહાશૂન્યમાં, મુકામ નાખી અડતા.
મેરા મનવા. ૧૦

જબ વ્યવહારે આઈ ફીરે તબ, અંતર સુરતા ધરતા;
હાલર લકડી કબુ ન છોડે, એહી લક્ષ આદરતા.
મેરા મનવા. ૧૧

નિર્ભય હોકર અબ મનવાજી, ગાઓ ગુરુકી જસતા,
**બાલકૃષ્ણ** ઓરુ દલપત દિલતો, ગુરુ ચરણમાં વસતા.
મેરા મનવા. ૧૨

## પદ ૧

(રાગ - કાનડો)

હરિઃ ઓમ મહેશ મહા શૂન્ય મઠમાં;
જ્ઞાની ધ્યાની યે જોયા ઘટ ઘટમાં,
હરિ ઓમ્ મહેશ શૂન્ય મઠમાં.....ટેક.

બ્રહ ક્ષેત્રના અખંડ અખાડે,
કાયમ પુરુષ એ છેવટમાં. હરિઃ ઓમ્. ૧

અધર તખત છે અવિગત ગાદી,
અટલ સદાયે યોગ હઠમાં. હરિઃ ઓમ્. ૨

અનાદ્ય ગોત્ર અજર અવસ્થા,
અયોનિ ઉત્પન્ન નહિ પટમાં. હરિઃ ઓમ્. ૩

સગુણ નિર્ગુણથી ગુણ ન્યારો,
સકર્તા સિદ્ધ વહિવટમાં. હરિઃ ઓમ્. ૪



અખંડ ઉજાગૃત મસ્ત સદાયે,
સ્નાન કરે ત્રિવેણી તટમાં. હરિઃ ઓમ્. ૫

ચૈતન્ય જ્યોતિ ઝળહળ ઝળકે,
અદ્વૈત મત મહા સુલટમાં. હરિઃ ઓમ્. ૬

પરમ વૈરાગ્ય વિભૂતિ પૂરણ,
નવ નીધિ નિત્ય અખૂટમાં. હરિઃ ઓમ્. ૭

અનહદ રૂપી શંખ બજત હે,
સોહમ્ ધૂન તણી ઝટમાં. હરિઃ ઓમ્. ૮

અસંખ્ય અંશ રોમ રોમે બસે સોઈ,
જપે કૈવલ કટોકટમાં. હરિઃ ઓમ્. ૯

વિદ્યા અવિદ્યા નારી રીઝાવે,
મહા પ્રભુને અતિ ઉલટમાં. હરિઃ ઓમ્. ૧૦

જ્ઞાન ગંગ ધરી શિર ઉપર,
અમૃત વહે નિજ લટેલટમાં. હરિઃ ઓમ્. ૧૧

જેણે અગણિત ઈંડ રચ્યાં આ,
અકળ ખૂબી રહી એ નટમાં. હરિઃ ઓમ્. ૧૨

સૂક્ષ્મવેદ ત્યાં સ્તવન કરે છે,
ચતુર ખટ શું છટાછટમાં. હરિઃ ઓમ્. ૧૩

વિરલ સંત સૌ ખોજત એને,
કો બાવન સહ એકસઠમાં. હરિઃ ઓમ્. ૧૪

ગુરુગમ દ્વાર ખોલે સંસ્કારી,
દર્શન પાવે ઘડી ખટમાં. હરિઃ ઓમ્. ૧૫





સમદર્શી ગુરુ સમ દર્શાવે,
નહિ પાવે ઢાંગી લઠમાં. હરિઃ ઓમ્. ૧૬

દેહ દેવળમાં સ્વયંભૂ દેવા,
ચીનો જંગમ સ્થિર બટમાં. હરિઃ ઓમ્. ૧૭

**બાલકૃષ્ણ** હરિહર નહિ આઘે,
દર્શાવે ગુરુ નિકટમાં. હરિઃ ઓમ્. ૧૮

## પદ ૨

ગુરુ કરૂણાસાગર લો તારી;
રહુ નિજ રૂપમાં એકાકારી, ગુરુ કરૂણાસાગર લો તારી. ટેક.

આ જગની વસ્તુમાં મોહ્યો, ત્યારે જડ બુદ્ધિ થઈ મારી.
ઉત્પન્ન કરવું ઉદરને ભરવું, એ વિધિયે હું સંસારી.
ગુરુ કરૂણા. ૧

દામ ચામ ને દંભ દગાથી, ગઈ ગમ શુદ્ધિ મતિ અતિહારી.
ગુરુ કરૂણા. ૨

મસ્ત બનેલો છું તનમનથી, વ્યવહાર કીર્તિ વિસ્તારી.
ગુરુ કરૂણા. ૩

જ્ઞાન તણી જીજ્ઞાસા છે પણ, ગુરુ તો મલ્યા ધર્માચારી.
ગુરુ કરૂણા. ૪

વરણાવરણનું અહંપદ આપી, ગોત્ર પ્રવર શાખા ધારી.
ગુરુ કરૂણા. ૫

અધવચનું ઉપાસન કરતાં, બન્યો કર્મકાંડનો અધિકારી.
ગુરુ કરૂણા. ૬





સંધ્યા જપ ગાયત્રી જપતો, માત્ર ૐકાર મુખે ઉચ્ચારી.
ગુરુ કરૂણા. ૭

આત્મ બીજ ૐકાર જપુ પણ, મર્મ ન સમજુલગારી.
ગુરુ કરૂણા. ૮

સોહમ્ કૈવલ પદના દાતા, શ્રી સદ્‌ગુરુ છો અધિકારી.
ગુરુ કરૂણા. ૯

અદ્વૈત બ્રહ્મ છે આદ્યે ને અંતે, જોયું શ્રવણ મનનથી વિચારી.
ગુરુ કરૂણા. ૧૦

નિદિધ્યાસ આપો પ્રભુ એવો, રહુ સુરતા નુરતામાં ઠારી.
ગુરુ કરૂણા. ૧૧

દુર્લભ અનુપમ લક્ષ મેળવવા, કરૂણેશ હું તમ આભારી.
ગુરુ કરૂણા. ૧૨

તંત્રી તમે છો તંત મિલાવો, હરિ અંતરની અંધારી.
ગુરુ કરૂણા. ૧૩

નિજ રૂપમાં પ્રતિબિંબ સમાવો, જેમ સિંધુમાં સરીતા વારી.
ગુરુ કરૂણા. ૧૪

ચૈતન્ય સાક્ષી પ્રગટ ભાસે, પાખંડને મુકું વિસારી.
ગુરુ કરૂણા. ૧૫

**બાલકૃષ્ણ** એ મહાપદ પામું, કૈવલપતિ તમ બલિહારી.
ગુરુ કરૂણા. ૧૬





## પદ ૩

નમું કૈવલ ધામ નિવાસી.
ગગન વિહારી શૂન્ય વિલાસી....ટેક.

પુણ્ય તનુ આ ભૂમિ પર ધારી,
ઉજ્જવલ કીર્તિ પ્રકાશી. નમુ કૈવલ. ૧

સુખ દુઃખ રાગ દ્વૈષ ત્યજી દઈ,
જીવન ગાળ્યું ઉદાસી, નમુ કૈવલ. ૨

સદ્ગુરુ ભક્તિ વિષે દ્રઢ રહીને,
મૂક્તિ કરી નિજ દાસી. નમુ કૈવલ. ૩

અંત સંયયે ગુરુગુરુ મુખ વદતા,
પામ્યા પદ અવિનાશી. નમુ કૈવલ. ૪

આત્મા શું પરમાત્મા શું તે,
જોયું તત્વ તપાસી. નમુ કૈવલ. ૫

અદ્ભૂત આત્મ બળે ઉલટાવ્યાં,
ચતુર દ્વાર આકાશી. નમુ કૈવલ. ૬

અંતર દ્વાર ઉઘડતાં નેત્રે,
દિવ્ય પ્રભા રહી ભાશી. નમુ કૈવલ. ૭

સેવક રામ શ્રી રામ થયા છો,
કરુણાસિંધુ ઉપાસી. નમુ કૈવલ. ૮

બાલક ભાવથી મુજને પાળ્યો,
શિર છત્ર સુખ રાસી. નમુ કૈવલ. ૯

તાત હું તમ ચરણો પર વારૂં,
કોટી ગયા ને કાશી. નમુ કૈવલ. ૧૦



કૃતઘ્નિ થઈ તમ સાથે વર્ત્યો,
બદલાની આશા શી. નમુ કૈવલ. ૧૧

**બાલકૃષ્ણ** પિતુ રત્ન ગુમાવી,
રહેતો આજ વિમાસી. નમુ કૈવલ. ૧૨

પ્રભુમય તાત સ્વિકારો પ્રેમે,
અર્પું અંજલી ખાસી. નમુ કૈવલ. ૧૩

## પદ ૧

આ ભક્તિ તો શૂરાની રે, આ ભક્તિ તો શૂરાની રે.
એ કાયર બેઠો છે હારી.
ભક્તિ મહાબલી રે, એ નથી કંઈ બિચારી રે...ટેક.

તન મન ધન અર્પણ કરવું, એ કાયર શું કરશે?
પરમાર્થથી પાછો ભાગી, અવળો અફળાઈ મરશે રે.
...આ ભક્તિ. ૧

ધૂર્ત હરામી વસ્તુ ત્યાગી, મન સંતોષિત માણે;
સુખ કે દુઃખના દિન નિર્ગમવા, કાયર કળ શું જાણે રે?
...આ ભક્તિ. ૨

પરનારી ને પ્રસુતા જેવી, અંતરમાં નહિ દાખે;
મનને ઈંદ્રિ મહા મસ્ત શું, કાયર કબજે રાખેરે?
...આ ભક્તિ. ૩

ઉદાસીન આ જગ પર રહીને, વ્યવહારિક આચરવું;
કાયર શું જાણે માયામાં, જલ કમલવત્ ફરવું રે.
...આ ભક્તિ. ૪



સંત રહેણીયે સંયમ કરવા, કાયર મનથી કંપે;
પ્રવૃત્તિએ પકડી લીધો, એ પામર ક્યાં જંપે રે.
...આ ભક્તિ. ૫

ભક્તોને ભજનાનંદ લાગે, મન કર્મ વચને મીઠો;
વિષયાનંદી કાયરને, ન ગોઠે નજરે દીઠો રે.
...આ ભક્તિ. ૬

પરનિંદા પરદ્રોહ શું ત્યજશે, ઉર્મી બળ બહુ જોડે;
મહા મોટા હારીને બેઠા, એ તૃષ્ણા શું તોડે રે.
...આ ભક્તિ. ૭

જલ પ્રમાણે કમળ વધે છે, ભાગ્ય પ્રમાણે બુદ્ધિ;
સુકૃત્ય વિના ભક્તિ ક્યાંથી, કાયરની મત ઉંધી રે.
...આ ભક્તિ. ૮

માત્ર નહિ આ જગત જીતવું, અંતે વસમી ઘાંટી;
કાળ ધુત કોપી ઉઠે ત્યાં, શૂરા ટાળે આંટી રે.
...આ ભક્તિ. ૯

વિધિ નિષેધ વાકજાળમાં, દેહના દોષો દેખે;
કાયર એ ઉપલકની જાણે, સર્વાત્મા નવ પેખે રે.
...આ ભક્તિ. ૧૦

ઈકોતેર સત હરિજન તારે, જીવન મૂક્ત આ જગમાં;
**બાલકૃષ્ણ** કાયર જન ડુબે, વૃત્તિ રાખી ભગમાં રે.
...આ ભક્તિ. ૧૧





## પદ ૨

કૃષ્ણશ્રીને કહેજો રે આ કૃષ્ણશ્રીને કહેજો,
આ સંદેશો ઉદ્ધવજી મારો કૃષ્ણશ્રીને કહેજો;
જેમ દેવાયે તેમ હરિને ઠપકો તમે દેજો રે. આ સંદેશો...ટેક.

ગોકુળપુરીમાં અમને મુકી, મન મધુપુરીમાં મહાલો;
કાયા રૂપી કુબજાનો શું વિષય લાગ્યો વ્હાલો રે?
...આ સંદેશો. ૧

પ્રેમ સખી હું પ્રેમ સહિતને, શું ઓછું દિલ આવ્યું?
રાસ ભૂમિ કુંજ ગલી વિસરી, કેમ મથુરાં ફાવ્યું રે?
...આ સંદેશો. ૨

મૂર્ધ્વ સ્થળ વૃંદાવન સુંદીર, ત્યાં લીલા આચરતા;
મધરાતે મોરલી વગાડી, વિનતાનાં દીલ હરતા રે.
...આ સંદેશો. ૩

સખીઓ સર્વે ટોળે મલતી, હરિ મુખ જોવા માટે;
ઉલટ ભેર ઉજાગ્રત રહીને, આવતાં વસમી વાટે રે.
...આ સંદેશો. ૪

નંદ યશોદા ગોપ ગોવાળા, સૌના પ્રાણાધારી;
ધર્મ ધુરંધર ધર્મ તમારો, નહિ ઉચિત ગીરધારી રે.
...આ સંદેશો. ૫

ઘર ધંધામાં હું ગુંચાઈ, કેમ કરી આવું પાસે;
વિરહ વિયોગી અબળા જીવન, રહીયે કોની આશે રે.
...આ સંદેશો. ૬



મથુરાં જઈ મોંઘા થઈ બેઠા, ફેર જોયા નહિ જડતા;
પૂર્વાવૃત્તિ જુઓ તપાસી, ગોપીયો ઘેર આથડતા રે.
...આ સંદેશો. ૭

નગણ પુરુષ નયણે નહિ જોયા, તમ સરખા કઈ જગમાં;
ગુણવંતા ગીરધારી કહીને, નામ જપે કોણ વગમાં રે?
...આ સંદેશો. ૮

નામ અમારે કામ ન આવ્યું, પડ્યા તમે પરવશમાં;
દુષ્ટ ધુતથી ચેતી ચાલો, કંસ કોપ છે વસમો રે.
...આ સંદેશો. ૯

અમો તમો વિછડતાં સ્વામી, શરણાનું સુખ હારી;
પૂર્વેની લીલા સાંભળતાં, ધૈર્ય શકુ કેમ ધારી રે?
...આ સંદેશો. ૧૦

જલક્રિડા વનક્રિડા જોતાં, સઘળે સન્મૂખ થાતા;
ભિન્ન ભિન્ન ગોપી પ્રત્યે થઈ, મનોહર મોરલી વ્હાતા રે.
...આ સંદેશો. ૧૧

સ્વઘર નગર ને વનવસ્તી, કદમ દ્રુમની છાય રે;
એક તમો વિનાનું સર્વે, ખાવા અમને ધાય રે.
...આ સંદેશો. ૧૨

વૃજ બાળાઓ વાટ જુએ છે, નયણે આંસુ હેલી;
ચાંચ પાંખ વિના પંખણીનો, કોણ અવર થાય બેલી રે.
...આ સંદેશો. ૧૩

નિરાધાર નિરાશીક અબળા, આશ કરે છે એવી;
દુષ્ટોનું નિકંદન કરવું, સુજ્ઞોની શોધ લેવી રે.
...આ સંદેશો. ૧૪

ગોકુળ જેવું મથુરાં કરજો, કબુદ્ધ કંસ સંહારી;
પાપ પ્રકૃતિ પુતના જેવા, અગબગ નાખો મારી.
...આ સંદેશો. ૧૫

કંસ તણો નિર્વંશ કરવા, પ્રકટ આપા દેદારા;
શત્રુના મિત્રમાં થાશો, જીતો ગુણ અહંકારા રે.
...આ સંદેશો. ૧૬

ષડ્રિપુનો નાશ થાય તો, માત તાત સુખ પામે;
પ્રણવ તાત ને પરાવાણી રૂપ માતા જશ બહુ જામે રે.
...આ સંદેશો. ૧૭

આનંદ ને ઘેર મંગલ ગાવે, જહદાજહદ્ માતા;
પરમ લક્ષણા પ્રેમ સખી સૌ, ગોવાળા ગુણ ગાતા રે.
...આ સંદેશો. ૧૮

સુરત રાધકા સર્વે કરતાં, પૂર્ણ સુખ વૈભાગી;
શબ્દ વાણીએ પાર ન આવે, તે શબ્દાતિત સોહાગી રે.
...આ સંદેશો. ૧૯

આદ્યતણું અંકુર તપાસી, સહાય કરો અમારી,
કરુણાસાગર કૃપાવંત લો, વિયોગ વહ્નિ વાળી રે.
...આ સંદેશો. ૨૦

અગ્નિયે કપુર જલે છે, તેમ વિયોગે બળતાં;
બળ્યા પછી કંઈ એ નવ બચતું, ટાળોને ટળવળતાં રે.
...આ સંદેશો. ૨૧

જેની વાસના તેમાં સમાશે, બ્રહ્માંડ તંતુ સદાય;
તમે તમારાં સંભાળી લ્યો, અધિક કહ્યું શું થાય રે?
...આ સંદેશો. ૨૨



જલના જંતુ પય પામે પણ, જલ વિના નહિ શાન્તિ;
શ્રી ઘન સ્વામી નહિ મલે તો, પ્રાણ ત્યજે વિરહવંતી રે.
...આ સંદેશો. ૨૩

અનુભવ ઉદ્ધવ વેગે કહેજો, આત્મ પ્રભુને એવું;
**બાલકૃષ્ણ**ની બાંહ્ય પકડજો, અવર લેવું નહિ દેવું રે.
...આ સંદેશો. ૨૪

## પદ ૨

પાળો પાળો પાળો રે, આ ધર્મ કાયદો પાળો રે,
ભાઈ નીતિનો માર્ગ સંભાળો;
ભાળો ભાળો ભાળો રે, ભાઈ પ્રભુનો ભય શિર ભાળો...ટેક.

ખોટી પકડી ખરી ના ખોવી, નીતિ ધર્મની રહેણી;
અંતર આંટી મુકો દાટી, સમજો વાતો ઝેણી રે. આ ધર્મ. ૧

શું કરવું શું ના કરવું ભાઈ, ધર્મ કાર્ય તો કરવું;
ધર્મ વિષે અધર્મ થાય તો, ત્યાંથી પાછા ફરવું રે. આ ધર્મ. ૨

સંત કાયદો પળ્યે ફાયદો, કઠણ કસોટી વાળો;
તન મન ધન ખુર્બાન કરીને, જન્મો ખત દુઃખ ટાળો રે. આ ધર્મ. ૩

તનને જાતાં ધનને જાતાં, કદી મનથી ના ડરીયે;
ધર્મ જાય તો ધીક્ક જીવનને, તન ધનને શું કરીયે રે. આ ધર્મ. ૪

ભક્ત વેષ ભક્તિથી શોભે, ટેકી હોય તો ભજવે;
ધર્મ કાર્યમાં ઢાંગ ચલાવી, ભક્તિ કુડીયા લજવે રે. આ ધર્મ. ૫

સત્ય વૃતમાં સદાય રહેવું, અસત્ય નહિ આચરવું;
જુટ્ઠો ઝઘડો જીત્યા કરતાં, ભલું ભક્તને મરવું રે. આ ધર્મ. ૬





સત્ય તણા સાક્ષિ હરિ થાતા, જુઠ્ઠાનું કોણ બેલી?
હરિ કોપે તે કદી ન કરવું, શાસ્ત્ર કાયદો મેલી રે. આ ધર્મ. ૭

ધર્મે ધાતાં અધર્મ થાતો, તો ધર્મે શીદ ધઈયે?
ઉંદર મરતો ઉગારવા નવ, મીની મારવા જઈયે રે. આ ધર્મ. ૮

પર દ્રોહ પોતાને પીડે, અંતે એ નહિ સારો;
ક્રુર કર્મ સંસ્કાર કટારી, પોતે પેટ ક્યાં મારો રે? આ ધર્મ. ૯

શામ દામ ને દંડ ભેદથી, દે શિખામણ શૂરો;
શરણ થયાને જો સંહારે, પાપી તે તો પૂરો રે. આ ધર્મ. ૧૦

સંકટ કાળે શાન્તિ લેવી, સાધુને સુખકારી;
સત્ય ધર્મ સાચવવા માટે, તન મન ધન જાય હારી રે. આ ધર્મ. ૧૧

ધર્મ કાયદો મનુષ્ય માટે, અન્ય યોની નહિ માને;
ધર્મ વિના તે પશુ સરીખો, બાલકૃષ્ણ શું જાણે રે? આ ધર્મ. ૧૨

## પદ 3

જાણી જાણી જાણી રે આ જુક્તિ તારી જાણી રે,
ઓ જગન્નાથ જોગેશ્વર તારી જુક્તિ તો જાણી.
ભિતરમાં તો અગ્નિ મુક્યો, બહાર બતાવ્યું પાણી રે.
ઓ જગન્નાથ જોગેશ્વર...ટેક.

આ જગતની જુક્તિ રચી એ દંભ કેવો રે;
પ્રેમ કરીને તેમાં પડતા મરતા મુખ વખાણી રે.
ઓ જગન્નાથ. ૧

આ લક્ષ ચોરાસીનો ફેર બનાવ્યો રે;
જાણે રોપી છે જીવને પીલવાની ઘાણી રે.
ઓ જગન્નાથ. ૨





માયા રસ મૂક્યો ત્રિગુણ પાસની મધ્યમાં;
માયા રસ લેતાં પડ્યા પાસમાં સેલાણી રે.

ઓ જગન્નાથ. ૩

માયાને આકર્ષે તેવો કાયાનો તંત રે;
એ વિના નવ ચાલે તેવી જુક્તિ ત્યાં આણી રે.

ઓ જગન્નાથ. ૪

સ્થૂલ સૂક્ષ્મને વળી કારણ દેહની રે;
સામાન્ય સંત તે પણ શક્તા નવ જાણી રે.

ઓ જગન્નાથ. ૫

બાજીગર પુંઠે બેસી પૂતળાં નચવે રે;
તેમ સાક્ષીષુ પ્રણવ તાર બાંધ્યા તાણી રે.

ઓ જગન્નાથ. ૬

મન ગુણ ઈંદ્રિ કરી વિષયે રસ ભોગી રે;
પતંગીયાં વત્ પડતાં એતો મરવું સાચું જાણી રે.

ઓ જગન્નાથ. ૭

ત્રિવિધિ અગ્નિ પ્રભુએ તનમાં સ્થાપ્યો રે;
જીવોએ નિજ જીવન હોમી ધિકાવી ધીકાણી રે.

ઓ જગન્નાથ. ૮

જોખમ ને ઝઘડામાંહી જીવોને નાખ્યા રે;
માટે ન જાણી આત્મા કેરી એંધાણી રે.

ઓ જગન્નાથ. ૯

જાણ્ય માણ્ય વિનાના સર્વે સંકટ પામે રે;
આ જોખમકારી જુક્તિ વિષે જગવૃત્તિ વીંટાણી રે.

ઓ જગન્નાથ. ૧૦





અસહ્ય સંકટ આ તો અજ્ઞાને આવ્યું રે;
ઉત્ ઈત્માં અફળાઈ મુવાથી થયું છે ધુળ ધાણી રે.
ઓ જગન્નાથ. ૧૧

આ નકળંગ પાસે બાંધ્યા સંત છોડાવે રે;
કહે **બાલકૃષ્ણ** એ તો શિખ બતાવે શાણી રે.
ઓ જગન્નાથ. ૧૨

## પદ ૧

(રાગ - જંગલો)

નૂર નૂર અબતો મનવા મેરા, નિરખ હરિનું નૂર...ટેક.

અનહદમાં આનંદની હેલી સુણો નાદ રણ તૂર;
ત્રિવેણીના જલને સ્પર્શે, ઉગે બ્રહ્મ અંકુર, અંકુર.
...અબતો મનવા મેરા. ૧

ચાર ખૂટમાં અખૂટ ભર્યો હે, બ્રહ્મ રસ ભરપુર;
સદ્ચિદાનંદ સઘળે ભાસે, ચૈતન્ય મય નિજ નૂર, નૂર.
...અબતો મનવા મેરા. ૨

નૂર સુરકા ભેદ ભણે સોઈ, પાવે દિવ્ય ગતિ ગૂઢ,
સુણી શીખાઈ કામ ન આવે, અહંબ્રહ્મ કહે ભૂર; ભૂર.
...અબતો મનવા મેરા. ૩

ઓત પ્રોત હલમલ હરિ અંશા, સદા નિકટ નહિ દૂર,
બ્રહ્મ ભાસના પ્રકાશીકને, લહે વિરલ સંત સૂર; સૂર.
...અબતો મનવા મેરા. ૪

અક્ષર પર અક્ષરાતીત્ સાધો, જ્ઞાન ગોષ્ટી રમી ઉર,
અનુભવ ખોજ્યે આવરણ ભેદી, ચિત્ત કરો ચકચૂર; ચૂર.
...અબતો મનવા મેરા. ૫



દ્રષ્ટા રૂપે સ્પષ્ટ પરખશો, કૈવલ પતિ જરૂર,
શ્રીમત્ કુવેરને શરણે રહેજે, **બાલકૃષ્ણ** હજૂર; હજૂર.
...અબતો મનવા મેરા. ૬

## પદ ૨

દમ્ય દમ્ય અબતો મનવા મેરા, દેહ ઈંદ્રિને દમ્ય,
અબતો મનવા મેરા...ટેક.

વિષય ભોગ વસમો છે અંતે જોઈ વિચારી જમ્ય;
બ્રહ્માનંદમાં ભળવા માટે, ગ્રહો ભજનનો ક્રમ, ક્રમ.
અબતો મનવા મેરા, દેહ ઈંદ્રિ...૧

ભજન વડે ભ્રમ સંકટ ભાગે, પુનરપિ મરણ ને જન્મ,
દોજખ કેરૂં દુઃખ નિવારી, ભિસ્તુ પદમાં શમ્ય; શમ્ય્.
અબતો મનવા મેરા. ૨

ષટ્ સંપત્તિ સાધન કરવા, ચતુર વેદે પરમ,
સમાધાનની સિદ્ધિ થાતાં, મસ્તપણાથી રમ્ય, રમ્ય.
અબતો મનવા મેરા. ૩

સાહેબ કેરી સર્વ સાયભી, મન ગુણ ઈંદ્રિ દમ્ય,
યથા અનુકૂલ રિદ્ધ સિદ્ધ આપી જે, જેમ જોઈયે ત્યમ, ત્યમ.
અબતો મનવા મેરા. ૪

વારી જાઉં રે વિશ્વપતિને, મુજ કારણ લીયો શ્રમ,
તન મન પ્રાણ સમર્પિ દઈને, ગુણ ગાવા મુજ ધર્મ; ધર્મ–
અબતો મનવા મેરા. ૫

ઉજાગૃત રહું હર્દમ જપવા, પ્રાણ તણો કરી યમ,
શ્રીમત્ કુવેરને શિર સમર્પુ, **બાલકૃષ્ણ** તાંયે કમ, કમ–
અબતો મનવા મેરા. ૬



## પદ ૩

ધ્યાન ધ્યાન અબતો મનવા મેરા, ધર સદ્દગુરુનું ધ્યાન–ટેક.

અન્ય ભાવ અંતરથી ટાળી, ગુરુ ગોવિંદ સમાન;
દેહાતીત દેદાર દર્શવા, સહેજે કરાવ્યું ભાન, ભાન.
અબતો મનવા મેરા. ૧

કલ્પવૃક્ષ છાયામાં રાખ્યા, દઈ શબ્દામૃત પાન,
અંતર વૃત્તિ જાગૃત કરવા, મંત્ર સુણાવ્યો કાન; કાન.
અબતો મનવા મેરા. ૨

મંત્ર તણો મહિમા છે કેવો, આવે આત્મ જ્ઞાન,
આત્મ કેરૂં મહાત્મ જાણતાં, જાય જીવાસ્મિ માન; માન.
અબતો મનવા મેરા. ૩

કોટી જન્મનું આવરણ ટાળી, પ્રગટ્યો હૃદયે ભાણ,
તાપ ત્રિવિધી શાન્ત થયો છે, આપ્યું અભય દાન; દાન.
અબતો મનવા મેરા. ૪

વૈરાગી થઈ વનમાં વસતા, કરતા તિર્થે સ્નાન,
દાન પૂણ્ય દર્શન બહુ ઝાંખે, પણ દુર્લભ ગુરુ સાન; સાન.
અબતો મનવા મેરા. ૫

સર્વોત્તમ ગમ અનુભવ બક્ષી, તુજને કર્યો મસ્તાન,
શ્રીમંત કુવેરના ચરણ કમળ પર, બાલકૃષ્ણ ખુર્બાન; ખુર્બાન.
અબતો મનવા મેરા. ૬





## પદ ૪

ભાન ભાન અબતો મનવા, મેરા લાવ્ય પૂર્વનું ભાન...ટેક.

ઉત્તમ પદની પ્રાપ્તિ માટે, તન મન કર ખુર્બાન,
પારસ વત ગુરુ ચરણો સ્પર્શે, પલટે લોહ જીવ ભાન; ભાન.
અબતો મનવા મેરા. ૧

અનેક ઘાટો ઘડે વિવેકી, સુવર્ણ સર્વ સમાન,
કિંમત તો કુંદનની થાશે, ઘાટ તણું નહિ માન; માન.
અબતો મનવા મેરા. ૨

એક થકી આ અનેક બન્યાં છે, બાંધી જો અનુમાન;
અનુભવતામાં અદ્વૈત થાશો, આ તરફે છે અન્ય, અન્ય.
અબતો મનવા મેરા. ૩

અદ્વૈત બુદ્ધિ કરો એકઠી, આત્મ જડે એક સ્થાન;
પાખંડ સર્વે પડતું રહેશે, શિવ વસે સ્મશાન, શાન.
અબતો મનવા મેરા. ૪

વરણ બની તે કર્મ પ્રમાણે, ઉપનામ પીછાન;
અંતર ગ્રંથી પડી ખરી તે, છૂટે નહિ ગયે જાન, જાન.
અબતો મનવા મેરા. ૫

ઘાટ પ્રમાણે ઠાઠ ચાલતો, તોડે ગુરુ દઈ જ્ઞાન;
સર્વાન્તરમાં સાક્ષી ખેલે, **બાલકૃષ્ણ** જેમ કાંહાંન, કાંહાંન.
અબત મનવા મેરા. ૬





# ધોળ

## પદ ૧

ક્યાં મૂકો મરતા દુ:ખ નવ હરતા, દીન પ્રતિપાલક દયા કરી;
શું અપરાધ અધમના દર્શિ, કરુણાસાગર રીસ ધરી? ટેક.
આધિ વ્યાધિ પીડે ઉપાધિ, તમો કૃપા નહિ તો જ હરિ;
સિંહને શરણે જંબુક કરડે, અવળી પૂંઠે શું બેઠા ફરી?
...ક્યાં મૂકો. ૧

આ સર્વે સુખીયા ભક્ત દુ:ખીયા, એ કારણ શું જુઓ જરી?
સંત સેવા વ્યવહાર કારમાં, નવ રહેવાયે સરાસરી.
...ક્યાં મૂકો. ૨

અંતરે આંટી રાખો એ ખોટી, અધમતા અમમાં તો ખરી;
પણ શરણાંગત હું તમ સ્વામી, માટે દોષ મૂકો વિસરી.
...ક્યાં મૂકો. ૩

અધમતામાં છે કંઈ ઓછું, છેક મતિ મમ નથી ચરી;
તમ શરણાની ઈચ્છા રહે છે, તવ લગી તારો જઈશ તરી.
...ક્યાં મૂકો. ૪

ઉભય લોકમાં જય વર્તાવો, બાંહ્ય ગ્રહીને ખરેખરી;
હમ તમમાં જો ભેદ રહેશે તો, વાળ્યું કોડીએ દરી દરી.
...ક્યાં મૂકો. ૫

સાધન ક્રિયા ને ભક્તિહીણ હું, માત્ર ભક્ત છાપ શીર ધરી;
પ્રભુ ભક્તને ભીડ પડે તો, જગત જનો કરશે મશ્કરી.
...ક્યાં મૂકો. ૬

અજા પાંગળી વનમાં બેઠી, સિંહ તણા પગલાંને વરી;
શરણાંગત બિરદસિંહે પાળવા, બેસાડી હસ્તીની પરી.
...ક્યાં મૂકો. ૭





તે દ્રષ્ટાંતે તવ પદ ઉત્તમ, જાણીને મમ સુરત ઠરી;
**બાલકૃષ્ણ** રાખો તેમ રહેશે, પણ બિરદ સંભાળો બરોબરી.
...ક્યાં મૂકો. ૮

## પદ ૨

સદ્‌ગુરુ સેવી ગુરુ ગમ લેવી, રાખી નિરંતર શુદ્ધ મતિ;
ભવ સાગર તારે ગુરુ ત્રાતા, આપી આત્મ બળ અતિ અતિ. ટેક.
મોહજાળમાં અનંત ઉપાધિ, છે કામાદિક દોષોત્પત્તિ;
અહંમતત ને માન બડાઈ, હરે તિમિર એ રતીએ રતી.
એ રતીએ. સદ્‌ગુરુ સેવી. ૧

પરમારથ કારણ પરિપૂર્ણ, દે ષટ્ સંપત નહિ કમતી;
મહાપદમાં નીજ રૂપ સમાવે, તે ગુરુ તો મમ પ્રાણ પતિ.
...સદ્‌ગુરુ. ૨

મહાસાગરમાં સરીતા સંગમ, શોભે અચળ પદ મહી જતી;
લઘુ વૃત્તિ ગુરુપદમાં ભળતાં, અતિ આનંદ શું કહું કથી.
...સદ્‌ગુરુ. ૩

પાદુર્ભાવ હું આદ્ય અંકુરે, ઉદયે કાળમાં જઈ શમતી;
કરુણાસાગર મૂળ પદ પામી, અહો ધન્ય ધન્ય ગુરુગતિ.
...સદ્‌ગુરુ. ૪

દ્વૈત મટી અદ્વૈત બનીને, સર્વ કામના થઈ તૃપ્તિ;
અન્ય નામથી રહીત અનુપમ, અજરામર ગુરુપદ વળતી.
...સદ્‌ગુરુ. ૫

સદ્‌ગુરુ મહિમા જગમાં મોટો, જાણે વિરલા જતી સતી;
**બાલકૃષ્ણ** સોઈ આત્મ સ્વરૂપી, લે પરમાત્મન્ પદોન્નતિ.
...સદ્‌ગુરુ. ૬



## પદ ૧

(રાગ - ત્રીતાલ)

કોઈ થાઓ ગગનના ગમીરે, કોઈ થાઓ ગગનના ગમી રે;
મન ઈંદ્રિ પ્રાણને દમી રે, રહે સુરતા શૂન્યમાં શમી રે.
રહે સુરતા શૂન્યમાં શમી રે, એક તાર આત્મામાં રમી રે...ટેક.

સર્વોત્તમ સકલનો દ્રષ્ટા, આત્મ અંશ અવિનાશ,
ઘટોઘટ આત્મ.
સ્થાપક પણ વ્યાપક નખ શિખે, ચૈતન્ય ચિદાભાસ,
ઘટોઘટ ચૈતન.
રગ રગમાં રહ્યો છે રમી રે,
(૨) નહિ ઉપમા યોગ્ય અનુપમી રે. કોઈ. ૧

તત્વ વિષે તત્વાતિત દેવા,
સાધુ સાધો યોગ્ય, અરો કોઈ સાધુ.
દિવ્ય દ્રષ્ટિએ દ્રઢ કરી દેખો,
ટાળી આવરણ ઓથ; અરે કોઈ ટાળી.
છે સદાય અંશ અનુકર્મિ રે,
થવું જરૂર જાણવા શ્રમી રે. કોઈ થાઓ. ૨

એ દ્રષ્ટાથી દ્રશ્ય સચેતન,
પદાર્થિ બહુ ઘાટે, ચેતનમય પદાર્થિ.
ત્રિગુણ શક્તિ નિરંજનને,
ઈંડ પિંડ વૈરાટ. ચૈતન મય ઈંડ.
એ સૌમાં ઝરણા ઝમીરે,
ઉતરે ૐકારની અમી રે. કોઈ થાઓ. ૩

સોહમ્ અરસથી અમૃત ધારા,
ઝરે પ્રણવને દ્વાર, નિરંતર;

રોમે રોમ સજીવન ત્યારે,
તત્વ તંતુનો તાર; નિરંતર.
અનહદ વેગો ધમધમી રે,
ઉઠે શ્વાસા હર્દમી રે. કોઈ થાઓ. ૪

પરાત્પર પુરૂષોત્તમ પાખે,
ઉપજેલું એ અસ્ત ખરૂં તે;
ભાગ ત્યાગ ગુરૂ ગમથી કરશે,
ત્યારે જડશે વસ્ત ખરૂ તે.
જતમત સત્ગુરુને નમી રે,
રહે ભજન ખુમારી ખમી રે. કોઈ થાઓ. ૫

સ્વરૂપાકારની અજર સમૃદ્ધિ,
ભોગવશે તે વિર, સાધુવૃત.
**બાલકૃષ્ણ** તદ્વત થઈ રહેશે.
રાખી ધારણ ધીર, સાધુવૃત.
તો પ્રારબ્ધમાં નહિ કમી રે,
જે રહ્યા સ્વરૂપમાં શમી રે. કોઈ થાઓ. ૬

## પદ ૨

(રાગ - ત્રિતાલ)

કરુણાસાગર હું કહુ રડીરે, (૨) પ્રભુ અતિ અમો શિર પડીરે;
હું અનન્ય ભાવે રહ્યો અડીરે, (૨) તમ શરણ મલ્યું જે ઘડીરે. ટેક.

સાગર નામ સામર્થ્ય ઘણેરૂં, દીનાનાથ દયાળ, તમે તો. દીના.

સર્વજ્ઞ સર્વેશ્વર સ્વામી, ભક્તવત્સલ ભૂપાલ; તમે તો.
તમો છત્ર અમો શિર ચઢી રે, ગાજો ઘનશ્યામ ગરગડી રે.
કરુણા. ૧



વિશેષણ વિભૂતિ ખ્યાતિ, જગજાહેર છે નામ તમારૂં જગ.
અમ પ્રત્યે પ્રભુ ધ્યાન ઉપજે, શું ઉચિત એ કામ? તમારૂં.
તો દેઉ ઠબકો ખુબ લડીરે, જયારે અતિ અમો શિર પડી રે.
કરુણા. ૨

કાં આધિ કે વ્યાધિ વળગે, પીડે ઉપાધિ અપાર, અમોને પિંડે.
પીડાતાં જોઈ પ્રસન્ન થતા હો, તેમ ભરતા શું ભાર? અમોને.
એવી બહુ કરતા ભડાભડીરે, બાકી નવ રહેતી ઘડીરે.
કરુણા. ૩

દાસત્વ દેઈ દીન બનાવ્યો, પોતે માણવી લહેર, અંતરમાં.
દુર્બળતા સહેવાય કેટલી, છેક જરા નહિ મહેર; અંતરમાં.
રિદ્ધ સિદ્ધ જોવા નહિ જડીરે, શું તમ કારણે એજ ઘડીરે.
કરુણા. ૪

પ્રાણ સહિત તન તમને અર્પ્યું, મન કર્મ વચને બાપ, વિચારો.
અન્ય કોણ આધાર અમારો, ઘો પ્રતિઉત્તર આપ; વિચારો.
સાચા પર છે આ ઝડીરે, ઉભો સન્મૂખ હું અડી રે.
કરુણા. ૫

સાચું કહેતાં ડર નહિ મુજને, પ્રભુ સાંખવું પડશે; સરવે પ્રભુ.
વેદના જો વૈદ્યને નવ કહેતો, ઉપાય અન્ય કોણ ઘડશે? સરવે.
જો કહું નહિ તો જાઉં સડીરે, ઉલટા જાશોમાં નડીરે.
કરુણા. ૬

કર્યા કર્મ ભોગવવાં તાહારે, જો કહેશો જગ રાય? દયાળુ.
તમ શરણાનું સુકૃત્ય ફલ પ્રાપ્તિ, ક્યારે અમોને થાય? દયાળુ.
લખીત વિચારો કડી રે, પછી ભલે નાખજો છડીરે.
કરુણા. ૭





દર્શન સેવાનો શો મહિમા? વળગ્યાં રહે જો પા; પૂર્વેનાં
તો પતિતપાવન નામ તમારૂં, એ વચને વાગે થાપ; પૂર્વેનાં.
આશા ઉરમાં છે વડીરે, રખો ફેંકતા જેમ દડીરે.
કરુણા. ૮

ભાવસાગરમાં નાવ તમારે, બેઠો હિંમત ધારી; તરવા.
**બાલકૃષ્ણ**ની બાંહ્ય પકડજો, શ્રીમત્ કુવેર સુખકારી; તરવા.
હવે જઈશ કદી હું લથડીરે, નહિ મધ્ય સમુદ્રે મડી રે.
કરુણા. ૯

## પદ ૧

કાયા થકી ત્યજો કામ, હે મનવા કાયા થકી ત્યજો કામ;
રાખી ભજનની હામ, હે મનવા કાયા થકી ત્યજો કામ. ટેક.

કામની કલ્પના કુડી છે કેવી, મલીન સ્થળે દૃષ્ટિ જાય તેવી;
પ્રત્યક્ષ એ પરિણામ. ...હે મનવા. ૧

નહિરે માનો તો અંતે પસ્તાશો, યમદૂતને હાથે જ્યારે જાશો;
ત્યારે આવશે તન ફામ. ...હે મનવા. ૨

કામથી રહે છે કુછંદ વૃત્તિ, રજતમ ગુણની વધે પ્રકૃતિ;
વળી દુષ્ટ દ્રષ્ટિ હરામ. ...હે મનવા. ૩

મનુષ્ય ચિંતામણી કામથી હાર્યો, યમ નિયમાદિક્રમ વિસાર્યો;
મૂર્ખ ઠરીશ કયે ઠામ. ...હે મનવા. ૪

આવાગમનનું ભાન ભુલ્યો છું, મોહ સાગર મધ્યે નાવ ડુલ્યો છું;
હવે કઈ પેરે રહે છે હામ. ...હે મનવા. ૫

હિંમત હોય તો મિથ્યા એ મમતા, દેશ મુંડા જીવ બુદ્ધિ એ ભ્રમતા;
નહિ બેલી દામ કે ચામ. ...હે મનવા. ૬





દામ ચામનું સુખ મિથ્યા જે માને, રહે ઉદાસી જગપર ગુરુ શાને;
ભજવા સુંદીર શામ. ...હે મનવા. ૭

શ્રીમત્ કુવેર ગુરૂના પદ સેવી, અપરિમિત ગમ પરમથી લેવી;
**બાલકૃષ્ણ** એ સુખધામ. ...હે મનવા. ૮

## પદ ૨

આ તનમાં અંશ તપાસ, હે મનવા તનમાં અંશ તપાસ;
જેનો ચૈતન્ય રૂપી પ્રકાશ, હે મનવા તનમાં અંશ તપાસ. ટેક.

આ તન દ્રષ્ટા તન શૂન્યમાં સ્થાપક, ચૈતન્ય તેનું ચરાચર વ્યાપક;
રહ્યો અણુ અણુએ ઉજાસ. હે મનવા તનમાં. ૧

મહદ્ બ્રહ્માંડે દેવ રહ્યા છે, ચતુરદશ ગણનામાં કહ્યા છે;
સૌ તન ધારી કરત વિલાસ. હે મનવા તનમાં.. ૨

સર્વ દેવોમાં નિરંજન આદિ, જગ ઉપજણમાં એ બીજ અનાદી;
દુજો પ્રકૃતિનો પાસ. હે મનવા તનમાં.. ૩

અક્ષર બ્રહ્મ અલંકાર એ છે, આદ્ય ૐકાર વેદ શાસ્ત્રે રે કહે છે;
પછી ઉલટ સુલટ વહે શ્વાસ. હે મનવા તનમાં.. ૪

એ બીજ મૂળ અંકુર કૈવલ સર્જતા, અપરંપાર મહા શૂન્યમાં વસતા
આપો આપ તે અવિનાશ. હે મનવા તનમાં.. ૫

અક્ષરાતિતના સંકલ્પે બનીયા, ૐકારાદિક ચૌદા દેવ ગણીયા;
એ જગકારણ મૂળ તાસ. હે મનવા તનમાં.. ૬

મહદ્ બ્રહ્માંડની એ સર્વે રિદ્ધિ, અનુસુત થાય પિંડમાં એહ વિધિ;
તે ચતુર જુઓને ચકાશ. હે મનવા તનમાં.. ૭

પિંડમાં દેવના અંશ વસીયા જેમ, મહદ્ બ્રહ્માંડમાં મહદ્ રહ્યા તેમ;
અંશ અંશી એક તાસ. હે મનવા તનમાં.. ૮



શુદ્ધ સંકલ્પથી પૂર્વે પ્રકાશ, તેમ કૈવલ અંશના સર્વે દાસ;
એ સર્વાધિષ્ટ તપાસ. હે મનવા તનમાં.. ૯

સર્વોત્તમ કૈવલ શિર સ્વામી, ઉપજેલા અંશ થયા વિરામી;
ઘટોઘટમાં કરી વાસ. હે મનવા તનમાં.. ૧૦

સદ્‌ગુરુથી પિંડમાં અંશ દેખો, મહદ્ બ્રહ્માંડે કૈવલ પતિ પેખો;
કરો **બાલકૃષ્ણ** તેની આશ. હે મનવા તનમાં. ૧૧

## પદ 3

બુજ કરો બુદ્ધિયાર હે શબ્દવાદી બુજ કરો બુદ્ધિયાર;
જુઓ શબ્દ સિદ્ધાન્તનો સાર, હે શબ્દ વાદી ...ટેક.

સાર સમજ વિના શબ્દ ઉચ્ચારો,
વેદ શાસ્ત્ર ગાનતાન લવારો;
એ સૌ પોપટીયો વહેવાર. ...હે શબ્દ વાદી. ૧

સંધ્યા તર્પણ વૈશ્વ દેવ ને અર્ધ્ય જપ,
શીખી શીખાઈ શબ્દ ભણી ઉછાળો અપ;
લઈને વરણ શિર ભાર. ...હે શબ્દ વાદી. ૨

સન્યસ્તમાં ભૂલ રહી છે લગારૂં,
શબ્દ સાધવા ગ્રહો ડંડ વહેવારૂં;
ત્યજી મેરૂ ડંડ ૐકાર. ...હે શબ્દ વાદી. ૩

કલ્પ વૃક્ષની વત્ વેદાદિ વાણી,
શબ્દ વાણી પત્રફુલ પ્રમાણી;
તેનાં જાણ્ય રૂપી ફળ સાર. ...હે શબ્દ વાદી. ૪

જે વૃક્ષની શાન્તિ ફળથી મલે છે,
ષટ્ ઉર્મિના તાપ ફળથી ટળે છે;
તો ફળ વિણ સંતોષ અકાર. ...હે શબ્દ વાદી. ૫



પુષ્પ ખીલ્યા પછી ફળની આશા જેમ,
વાણી પછી જાણ્ય રૂપી છે ફળ તેમ;
ભુગ્તે સો સંત ગતિયાર. ...હે શબ્દ વાદી. ૬

શ્વપચ સેનો મીરાં કરમાં ને સવરી,
ન ભણ્યાં વેદ શાસ્ત્ર કે અન્ય લવરી;
માત્ર સિદ્ધાન્ત ફલાહાર. ...હે શબ્દ વાદી. ૭

ફલના ભોક્તા સોઈ જાહેર જગમાં,
વાણીના વેગ રહ્યા હુંપદ અઘમાં;
બાંધી વૃત્તિ શબ્દ તાર. ...હે શબ્દ વાદી. ૮

વેદાંત વિવેકના શબ્દોની સિદ્ધિ,
ભરી શબ્દાતીત નિપૂર્ણ રિદ્ધિ;
પામે તે જેનો અધિકાર, ...હે શબ્દ વાદી. ૯

અધિકારી સંત થકી થવા એ,
તનમન અર્પિ માન ગુમાન ગુમાયે;
ત્યારે તે કરે અંગિકાર. ...હે શબ્દ વાદી. ૧૦

શબ્દનો સાર કથ્યો શ્રીમત્ કુવેરે,
કાપી છે શબ્દ જાળ શુદ્ધ ન વેરે;
મારી જ્ઞાન ખડગ ચોધાર. ...હે શબ્દ વાદી. ૧૧

સર્વ સિદ્ધાન્ત સાર ગુરુનો શરણો,
જે થકી જાય છે જન્મ ને મરણ;
એ **બાલકૃષ્ણ**નો આધાર. ...હે શબ્દ વાદી. ૧૨





## પદ ૧

જુઓ જગ જોડણી રે, કેવો અકળ ખેલ બનાવ્યો;
ખેલ બનાવ્યો ખાંતે, એ કળ જાણે કર્તા પોતે. ટેક.

સકૃત પતિએ સર્વ પ્રકાશ્યું, તે તો અકળ કળાય;
એક રોમ અધિકું કરવું તે, બ્રહ્માથી નવ થાય. જુઓ. ૧

તત્વ સમૃદ્ધિ તૈયાર તેનો, સાક્ષી આત્મા થાવે;
તનુ તત્વમાં ન્યુન હોય તો, આત્મ નવ ઉપજાવે. જુઓ. ૨

શબ્દાદિક માત્રાથી તત્વો, ઉપજેલાં સૌ કહે છે;
ન્યુનાધિક અનુસરતાં શાથી? તેનું અદબદ રહે છે. જુઓ. ૩

સ્થાવર જંગમ વિશ્વ તનુતે, પંચ તત્ત્વનાં દેખો;
સ્થૂલાદિક દેહોની રિદ્ધિ, પૃથક કરી પેખો. જુઓ. ૪

મુદ્દે તત્વો પાંચ સર્વમાં, લક્ષ ચોરાસી જુદી;
સ્થૂલ સૂક્ષ્મ કારણની રચના, જોતાં હરિ બુદ્ધિ. જુઓ. ૫

મિષ્ટ મધુર મોળા ખટ તિક્ષણ, સ્વાદ કર્યા ચરપરીયા;
ખટ વિધિ સ્વાદ અકેકમાં મુક્યા, કહો કોણે એ ભરીયા? જુઓ. ૬

એક બિંદુથી અંગ સકલના, તંતે તંત ભિન્ન નિકશે;
અદલ બદલ થાવે નહિ તંતુ, દેખો દિવ્ય દ્રિગનસે. જુઓ. ૭

તત્વ ભૂમિના એક ક્યારામાં, અદ્વૈત બ્રહ્મ જલ ભરીયાં;
વૃક્ષ બિજકને બાસ ન્યારી, એ કોણ કર્તાની ક્રિયા. જુઓ. ૮

ફૂલ ફળ પત્રો શાખા મૂળની, તત્વ સમૃદ્ધિ એક;
કઠણ કલેદ રસ ભિન્ન થયાં તે, ધન્ય કર્તા વિવેક. જુઓ. ૯

કોઈ કહે અકર્તા બ્રહ્મ છે, ઉપજી તે ઉપાધિ;
ઉપાધિથી મૂક્ત થવાને, શમદમ કરો સમાધિ. જુઓ. ૧૦



શૂન્ય મંડળમાં શમી જાઓ તો, ભવની ભ્રમણા ભાગે;
આપો આપ અહંબ્રહ્મમય થઈને, કર્તાનું પદ ત્યાગે. જુઓ. ૧૧

વૈદિક પંચીકરણ સૂણીને, તત્વ ભાગ તો વહેંચે;
નિર્વિકલ્પ આદ્યે કોણ કલ્પે? તે કહેતાં મન ખીંચે. જુઓ. ૧૨

જગ ઉપજાવન જીવ કર્તા છે, જેવી દરિયાવ લહેરી;
સંકલ્પ સર્વે સમી જાય તો, બ્રહ્મ જળ ભર્યું ચોફેરી. જુઓ. ૧૩

અહંબ્રહ્મ કહેતા સૌ વેત્તા, ધરી આડંબર એવો;
ચૈતન્ય બ્રહ્મ પ્રકાશને પરખી, પોતે થાય છે તેવો. જુઓ. ૧૪

કોઈ કહે જીવ ઈશ્વર માયા, અખંડ આદિ અનાદિ;
થયું નહિને થશે નહિ, એમ બોલતા તર્કવાદિ. જુઓ. ૧૫

પ્રકાશિક છે પરમ સંકલ્પિ, અંશ અંકુર કર્યાં આદ્યે;
બ્રહ્મ જલ યોગે પુરૂષ પ્રકૃતિ, પેઢ વિલસિત જગ મહાદ્યે. જુઓ. ૧૬

એ કર્તાપદ સિદ્ધ કરવાને, કોઈની હામન ચાલે;
**બાલકૃષ્ણ** ગુરુ શ્રીમત્ કુવેર તો, નિરાક્રમ કરી મહાલે. જુઓ. ૧૭





## પદ ૨

જપ્ય જપ્ય જપ્ય રે જીભડલી, હરિનો જાપ જપીલે ખંતે;
જાપ જપીલે ખંતે રૂડું, મહાપદ પામીશ અંતે...ટેક.

હરિ જપ જપવા તુજને સ્થાપી, માટે ભજ અવિનાશ;
પરમ ધર્મ પાળવાને રાખો, રટણ શ્વાસો શ્વાસ. જપ્ય. ૧

પિંજરમાં પોપટ વત્ શોભુ, મુખ પિંજરમાં રૂડી;
સર્જનારને સમરૂં નહિ તો, પક્ષિ કરતાં ભુંડી. જ. ૨

પરનિંદાને લવરી કરવી, ત્યાં આળસ નવ આણું;
ઉપજેલાનો વિનયે વદતી, કયાં સાચું તે જાણું? જ. ૩

સરસ્વતી મયુરાસન વાળી, બેઠી છે તું જ ઉપરે;
ઓમ્ સોહમ્ બીજ અંશ અંશીનાં,
તત્વ સાર સદ્ય જપ્ય રે. જ. ૪

સંત પ્રમાણીક શબ્દોનહીને, જ્યાં ત્યાં ડહાપણ ડોળે;
સ્વાર્થ કેરી સાન ગ્રહીને, શું બોલુ મુખ પહોળે. જ. ૫

જો પ્રભુએ ખટ રસ નિપાવ્યા, હે રસના તુજ કાજે;
ખાઈ ખરાબી શીદ કરૂં છું, ભુલી ગુણ સદા તે. જ. ૬

અકળ વિભૂતિ કેવી બનાવી, અખંડ ધાર અગમની;
ભોગ ભોગવતાં ભુલવણીથી, ભુલ્યો આવાગમનની. જ. ૭

તુપ હોમે અગ્નિ બહુ લાગે, તેમ ભોગો ભોગવતી;
વાર પાર આવે નહિ તેનો, થાને અમૃત ચુગતી. જ. ૮

સંત ગુરુના સદ્ગુણ ગાવા, સમજુને શિખ દેવી;
શેષ ઘટીકા ગુરુ ગોવિંદની, સ્મરણીમાં લેવી. જ. ૯



મનને સ્વરજો સ્વરૂપ સાથે, એકસતાર મલીજે;
તે સમયે મૌનવૃત લઈને, અધરામૃતરસ પીજે. જ. ૧૦

ગુરુ ગોવિંદની ધુન લગાવી, અન્ય પર આળસ લાવો;
**બાલકૃષ્ણ** મનુષ્યા મુખ આવી, જીહ્‌વા ધર્મ શોભાવો. જ. ૧૧

## પદ ૧

(રાગ - રામ રાજીયો)

ચેત ચેતરે મન પ્રાણીયા, જાય અવસર અમુલ્ય રે;
પછી પસ્તાયો બહુ થશે, નહિ નિકળે એ ભુલ રે;
ચેત ચેતરે મન પ્રાણીયા. ....૧

અંત સમો રે જ્યારે આવશે, ત્યારે વિટાય સર્વ રે;
સગાં સંબંધી રે સર્વથા, કરે રૂદન અપૂર્વ રે. ચેત. ૨

પોકાર કરીને રે પુછશે, બોલો એકવાર મુખરે;
નિકટ નિશાસો મુકશે, દેખી તારૂં રે દુઃખ રે. ચેત. ૩

દશે દ્વારોના રે દેવતા, કોપી ઉઠશે તે કાળ રે,
બંધ કરી દેશે બારણાં, થાએ તન વિકરાળ રે. ચેત. ૪

સંકટ ઘણેરૂં રે તે સમે, બેસે કાળ કરી કોપ રે;
માર ઘણેરો રે મારશે, જેણે કર્યો ધર્મ લોપ રે. ચેત. ૫

ધર્મ પોતાનો સંભાળજો, આવ્યો મનુષ્યા શેં કામ રે;
શેં રે કારણે ગમાવીયો, લાવ્ય તેની તું ફામ રે. ચેત. ૬

હાથેથી હીરો ગમાવીયો, ભુંડા પછી પસ્તાય રે;
રળો કમાઈ ઘણી કુટતો, નહિ બેલી તે થાય રે. ચેત. ૭



કુટુંબ કબીલે રે ફુલતો, રહેશે સર્વે તે હારી રે;
અંતે જાવું રે પડે એકલું, કોણ પુરૂષ ને નારી રે. ચેત. ૮

બાળપણે રે બુદ્ધિ નહિ, તેનો દોષ નહિ તારો;
જ્યારથી માયાને માણીયો, ભુલી ભજનનો વારો રે. ચેત. ૯

જોબને જાણ્યું ઘણું જીવવું, કરૂ કમાઈ ઘણેરી રે;
ઘરડા પણે નહિ તે બને, બાંધી આશા અનેરી રે. ચેત. ૧૦

આશા બંધી રે અહીંની થયો, રહ્યો કર્મે ઘેરાઈ રે;
કરવાનું તેતો ના કર્યું, આખી ઉંમર ગુમાઈ રે. ચેત. ૧૧

પરનિંદા પરદ્રોહ આદરી, થયો અલમસ્ત હાથી રે;
એક દિવસે કાળ આવશે, તને નાખશે તે નાથી રે. ચેત. ૧૨

મદ ચઢ્યો શું માયા તણો, નથી જોતો નિહાળી રે;
સાધુ સંગતને તુચ્છતો, કુડી કલ્પના ન ટાળી રે. ચેત. ૧૩

ઉમ્મર ગુમાવીને આથડ્યો, પશુ તુલ્ય વહેવાર રે;
હજુએ ચેતીલે પ્રાણીયા, રૂડો મનુષ્યાવતાર રે. ચેત. ૧૪

હેતુ વધારો હરિને વિષે, માની મિથ્યા સંસાર રે;
નહિ રે માનો તો જખ મારશો, મુકી જાશો જે વાર રે. ચેત.૧૫

સાથે આવે નહિ તે સમે, ભર્યા ધનના ભંડાર રે;
ગાઓને ગુણ ગોવિંદના, ચિત્ત ચેતી આવાર રે. ચેત. ૧૬

ક્યાંથી આવ્યા જાવું ક્યાં લગી, કોણ હું ને કિરતાર રે;
તન મન સંતને સોંપતાં, ભાગે ભુલ અપાર રે. ચેત. ૧૭

ભૂલ ભગાવી વૃત્તિ વાળશે, એવા સંત છે સજાણ રે;
આપોપુ હરિમાં અર્પશે, **બાલકૃષ્ણ** નિર્વાણ રે. ચેત. ૧૮



## પદ ૨

જોને વિચારી ઓ જીવડા, આવ્યો અંત કેરો દિન રે;
પાણી વળ પળ રહી પાછલી, એવો દર્શ તન ચિન્હ રે.
...જોને. ૧

આ તન પાત્રે તેલ ખુટીયાં, બત્તી ન રહી લગાર રે;
જ્યોતિ દિપક ઝોલા ખાય છે, હવે બુઝતાં નહિ વાર રે.
...જોને. ૨

મનરે ભ્રમર ઉડી જશે, રહ્યો વાસનાનું સાર રે;
ઉડી જશો રે કોણ દેશમાં, કરો અગમ વિચાર રે.
...જોને. ૩

કોણ દશામાં રે પ્રવરો, બેસો ક્યા વૃક્ષ ડાળ રે;
કેવા ફળની રે કરી વાસના, ક્યાં નહિ કર્મને કાળ રે.
...જોને. ૪

વિચાર હમારો કહું સાંભળો, જ્યાંથી આવ્યા ત્યાં જઈયે રે;
અમ સરખાં પંખી સૌ એકઠાં, મકર તાર વડે થઈયે રે.
...જોને. ૫

અમો અધિકારી હંસલા, પરમ ભોગી સદાય રે;
જોઈએ મૂક્તા ફળ ત્યાં મલે, આતો અલ્પ ગણાય રે.
...જોને. ૬

પૂર્વ દશામાં રે પરવરી, મહાલું મૂર્ધ્વની દેશ રે;
પ્રણવ કલ્પનીરે ટોચમાં, કરશું શિખરે પ્રવેશ રે.
...જોને. ૭





અજર અમૃત ફળ વાસના, ત્યાં નહિ કર્મ ને કાળ રે;
શ્રી ગુરુ ગમથી રે ઉડીયે, મુકી આલ પંપાલ રે.
...જોને. ૮

જેને અમૃત ફળ વાસના, તે કેમ વળગે આ વ્યર્થ રે;
માટે જાવું નિજ દેશમાં, પલ્લો પકડી સમર્થ રે.
...જોને. ૯

મરવાનો ભય અમને નહિ, પડે કાયાની છાય રે;
અમે અજરામર આત્મા, મરતા નહિ કદાય રે.
...જોને. ૧૦

વતને જવું રે વિરામવા, તેનો શોક શીદ થાય રે;
પ્રેમે પ્રભુ પદ પામવા, ચિત્ત ચપળ સદાય રે.
...જોને. ૧૧

ચિત્ત ચપળ થયું માહેરૂં, હવે જવું આ વાર રે;
ગાઓને ગુણ ગોવિંદના, કરૂં છેલ્લો ઝવાર રે.
...જોને. ૧૨

બાંધી નિશાન ઉર્ધ્વ દેશમાં, ભર્યો વેગ ૐકાર રે;
સોહમ્ સોહમ્ ધ્વનીએ ચઢી, શમ્યો સ્વરૂપાકાર રે.
...જોને. ૧૩

ભમર ગયો રે નિજ દેશમાં, ગઈ કમળ કરમાઈ રે;
પિંજર રહ્યું ને પંખી ઉડીયો, **બાલકૃષ્ણ** એમ જાય રે.
...જોને. ૧૪







## પદ 3

(રાગ - વળામણાનો)

વહેલા વળજો મહારાજ, પુનરપિ, વહેલા વળજો. મહારાજ. ટેક.

કરૂણાની દ્રષ્ટિ જન પર રાખી;
ભલે સિધાવો આજ. પુનરપિ. ૧

દરશનની દુગ્ધા સૌ જાતી;
તે દિન પામીશ ક્યારે રાજ. પુનરપિ. ૨

આજ્ઞા દેતાં મન ન માને;
પણ કરવાં તમારે બહુ કાજ. પુનરપિ. ૩

હેત છે તેવું રાખશો પુરણ;
ન કરશો અંતર થકી ત્યાજ્ય. પુનરપિ. ૪

જ્યાં જાશો ત્યાં ઝાઝેરે મલશે;
અમોથી અધિકો સાજ. પુનરપિ. ૫

વિયોગ વહિએ કેમ થશે હવે;
નવ કર શક્તો નારાજ. પુનરપિ. ૬

જલ થકી મીન વિછડે તેવું;
તલખશે તનુ આ ઝાઝ. પુનરપિ. ૭

દુઃખના દિવસ આણ્યા તમે તો;
સુનો કર્યો આ સમાજ. પુનરપિ. ૮

ક્યારે આવશો દયોને દિલાસો;
ગુણ નિધિ ગરીબ નિવાજ. પુનરપિ. ૯

ધાર્યું તે કરવું છેજ તમારે;
તો આજ્ઞા હમારી છે હાજ. પુનરપિ. ૧૦

**બાલકૃષ્ણ** કહે સિધાવો સ્વામી;
રાખજો દયાવંત લાજ. પુનરપિ. ૧૧



# હજુર પદ

## પદ ૧

(રાગ - હજુર પદ)

જેની ચિત્ત વૃત્તિ છે ચકોર રે, ચતુર નર તેજ ખરા;
તેને સાચી ગુરૂગમ દોર રે, અવર નજરોથી પરા. ટેક.

અધર ખેલ નટડી ખેલે છે, અન્ય નજરે નહિ લાવે;
સન્મૂખ ચોટે કુશળ રહીને, ખેલ ખરો શોભાવે રે.
...ચતુર. ૧

દેખા દેખી ત્યાં નવ ચાલે, મોજ મજરો લેવામાં;
કાષ્ટ ખડગ તે કામ ન આવે, રણે રણ હાક દેવામાં રે.
...ચતુર. ૨

માટે શસ્ત્ર સાચાં બાંધો, કાળ દેખતાં કંપે;
અનુભવ સિદ્ધ જો સાંગ ગ્રહો તો, અભયે રહો અજંપે રે.
...ચતુર. ૩

સાચા મણીધર મણિ ભોગવતા, અવર મણી નવ દેખે;
શુદ્ધ મણિ પ્રકાશ કરે તે, ચઢે કિંમતને લેખે રે.
...ચતુર. ૪

પરખ કરીને પારસ સ્પર્શે, લોહનું કુંદન નિપજે;
જીવ પણું તેમ ગુરૂથી પલટે, નહિ મટે કોઈ બીજે રે.
...ચતુર. ૫

સાચો સિંહ જો વનમાં હોય તો, હસ્તીનું જુથ ભાગે;
જો અગ્નિ તલપુર તપે તો, કાષ્ટ સહિત ખડ લાગે રે.
...ચતુર. ૬

સાધન મંત્રો સાચાં હોય તો, હળાહળ ઝેર નિવારે;
સાચુ નાવ સમુદ્ર તારી, પાળ પેલી ઉતારે રે.
...ચતુર. ૭

અમૃત પીધે અમર થાવે, જાવે ભય મરણનો;
ચિત્ત વૃત્તિયે ચેતી લેશે, આશરો ગુરુ ચરણનો રે.
...ચતુર. ૮

આત્મ અર્કનો ઉદયે થાતાં, ત્રિભુવનમાં નહિ છાંનો;
અન્ય વાદળાં આવરણ કરશે, પણ પ્રકાશ નહિ કોનો રે.
...ચતુર. ૯

ચૈતન્ય આણ્ય ચરાચર ચાલે, અમલી હોય તો તેની;
પાખંડી પટો પહેરે તો, ભેખ ભવૈયા સમેની રે.
...ચતુર. ૧૦

સર્વોત્તમ અજંપા રહેણી, આત્મ નિવેદન કરવા;
જાગૃત વિષે અતિ ઉજાગૃત, રહેશે પર દશા પળવા રે.
...ચતુર. ૧૧

સસ્વરૂપ આત્મ પરમાત્મ, ભક્તિ તેની સાચી;
શ્રીમત્ કુવેર ગુરુની દ્વારાએ, **બાલકૃષ્ણે** લીધી જાચી રે.
...ચતુર. ૧૨

## પદ ૨

દેખો હરદમ હાલ હજૂર રે, સોહમ્ ધુન શૂન્યમાં લાગી;
ઝરે સાક્ષી તણું સોઈ નૂર રે, પ્રણવ જાપ જપતો જાગી. ટેક.

પરમ પ્રકાશક પરમાત્માથી, અંશાત્મા ઘટ ઘટમાં;
ચિદા ભાસ ચૈતન્ય ચરાચર, પ્રણવ પ્રસર્યો તન પટમાં રે.
...સોહમ્. ૧



નાભી હૃદય રંધ્ર તાલમાં, ૐકાર સમ ભરીયો;
ચિદ્ શક્તિએ વહે ત્રિવેણી, ઉલટ સુલટ જેમ દરીયો રે.
...સોહમ્. ૨

ઉલટભેર સુલટમાં શમવું, મૂલ સાક્ષીને શોધી;
સોહમ્ ધુનમાં સ્વામી મારા, સુરતે નુરતે લેવો નોંધી રે.
...સોહમ્. ૩

તત્વ જ્ઞાનનું શોધન કરતાં, નિગ્રહ થઈ મનવૃત્તિ;
આપોઆપ અવિનાશી પદમાં, શમી શમાવી ઉત્પત્તિ રે.
...સોહમ્. ૪

અભય પદની અનુભવ સિદ્ધિ, ગુરુ કરુણાથી પામ્યો;
હદ બેહદ અનહદની સમજી, જીવન મુક્ત થઈ વિરામ્યો રે.
...સોહમ્. ૫

અજહદ્ જહદા ત્યજી લક્ષણા, જહદા જહદને સાધી;
ઉપજેલાનો અસ્ત ગણીને, ત્યાગ કરી છે ઉપાધિ રે.
...સોહમ્. ૬

શ્રીમંત્ કુવેર સાહેબની શાને, સત્ય સ્વરૂપે વરીયો;
**બાલકૃષ્ણ** બિંદુવત્ પોતે, કરુણા સિંધુમાં જઈ ભળીયો રે.
...સોહમ્. ૭

## ધૂન - પદ ૧

(રાગ - ધુન ચાલ)

જેને ઓહંગ સોહંગ ધુન લાગી, તેણે જોયું જગતમાં જાગી;
જેને ઓહંગ સોહંગ ધુન લાગી. ટેક.

પ્રગટ પરચો પિંડમાં પેખી, અંતર વૃત્તિ જાગી;
શ્વાસો શ્વાસે સ્મરણ કરવા, જુક્તિ લીધી માગી. જેને. ૧





તિવ્ર તપાળે બહુ તપીને, વિરહ વન્હિયે લાગી;
જડ ચૈતનનો યોગ તોડવા, વિષય વાસના ત્યાગી. જેને. ૨

સદ્‌ગુરુ વચને સનમૂખ રહીને, અવર ભ્રમણા ભાગી;
ઉલટભેર સુલટમાં શમવા, ચઢી ગગનમાં આઘી. જેને. ૩

હદ ત્યાગી બેહદમાં પેસી, અનહદમાં જઈ જાગી;
સુરત નુરતમાં શમી ગઈ તો, થઈ સ્વરૂપ સોહાગી. જેને. ૪

ઈંગલા પિંગલા મલી એકઠી, અખંડ રહી અનુરાગી;
ભરતી ઓટ જઈ ભળ્યો બ્રહ્મમાં, **બાલકૃષ્ણ** નહિ બાકી. જેને. ૫

## પદ ૨

આ અવસર જાય છે છેલ્લો, હવે તો મમતા મેલો,
આ અવસર જાય છે છેલ્લો...ટેક.

કર્મકુટમાં ઘણો કુટાયો, ભક્તિનો ભુલેલો;
દુનિયા કેરા દોષ કમાયો, મન ઈંદ્રિનો મેંલો. આ અવસર. ૧

ભવસાગર તરશો કઈ પેરે, વિષયે વારી ભરેલો;
મગરમચ્છ મદ મોહ મારશે, ઉરમી બળનો ઠેલો. આ અવસર. ૨

આપો આપનું અહિત તાકી, જગત વિષે જામેલો;
આવાગમનનું અદબદ રાખી, ભોગી ભોગ જમેલો.
આ અવસર. ૩

કુશકા કુટતાં કણ નવ દેખો, વેંળુ પીલતાં તેલો;
જગત ઘાણીએ પીલાઈ મરેશું, અંધ આંખના બેલો.
આ અવસર. ૪

દુનિયા કેરો દાવો છોડી, ચિત્તગુરુચરણે મેલો;
**બાલકૃષ્ણ** કરુણાસાગરના, અનુભવ રસમાં રેલો.
આ અવસર. ૫



## પદ ૧

પ્રભુ મુજને ભરોસો છે ભારી,
દેવાધિ દેવા, વ્હારે આવોને હમારી;
વ્હારે આવોને હમારી, દયાળુ દેવા; વ્હારે...ટેક.
ભવસાગરના વિષય પુરમાં, મોહ મગરે ઝુડ મારી;
ષડ્ રિપુઓ સાથે રૂઠ્યા, ધાજો ધાજો રે મોરારી. દેવા. ૧
ભક્ત વત્સલ પ્રભુ બિરદ તમારૂં, પાળો દયા દીલ ધારી;
સંકટ કાળે સહાય કરવા, પ્રભુ રહેજો હજુર હમારી. દેવા. ૨
નિયમ ન રહેતો પ્રેમની આગળ, એ તારી બલિહારી;
ભાવ કરી જે જ્યાં બોલાવે, ત્યાં કરતા રે તૈયારી. દેવા. ૩
ઋષિ મંડળનું માન ઉતાર્યું, સવરી ઘેર પધારી;
એંઠાં બોર આરોગ્યાં પોતે, પ્રેમનું પાત્ર વિચારી. દેવા. ૪
ભક્તિ કેરૂ ભૂષણ રાખ્યું, શેંનાનું તન ધારી;
મહા સંકટથી મુક્ત કર્યો છે, ગોવિંદ ગજરાજ તારી. દેવા. ૫
પ્રગટ પરચો ભક્ત મીરાંને, આપ્યો ઝેર નિવારી;
જગત વિષે જાહેર સૌ જાણે, પાએલાં અમૃત વારી. દેવા. ૬
ભાજી માટે રાજી થાતા, છપ્પન ભોગ વિસારી;
વિઘ્ન હર્યાં વિદુર નારીનાં, દુર્યોધનને ધિક્કારી. દેવા. ૭
સવામીના શ્રાપે થઈ શલ્યા, ઋષી ગૌતમની નારી;
આપ ચરણથી શ્રાપ વિદારી, અહલ્યાને ઉદ્ધારી. દેવા. ૮
ઉગ્ર તાપથી મંઝારીનાં, લીધાં બાળ ઉગારી;
પ્રહલ્લાદ માટે પ્રગટ થયા છો, નૃસિંહ લોહ સ્થંભ ફાડી. દેવા. ૯
દિવ્ય સુખ દેવા ગુરુરૂપે, બન્યા સગુણ અવતારી;
**બાલકૃષ્ણ**ના બેલી થાજો, શ્રી કુવેર અરજ સ્વીકારી. દેવા. ૧૦



## પદ ૧

(રાગ - મુખડાની માયા)

મારા ગુરુશ્રીના ગુણ કેવા રે, એવા રે એવા. ટેક.

ગુરુ તો દેવાધિદેવા, જ્ઞેય ધ્યેય મુક્ત મેવા;
મનોચ્છિત ફલ લેવા રે, ગુરુની સેવા. મારા. ૧

ગુરુ તો કરુણાના સિંધુ, ભવતારણ દીનબંધુ;
જન છીપારત ઈંદુ રે, બિંદુને ગ્રહેવા. મારા. ૨

ગુરુશ્રીની કેવી માયા, જાણે કલ્પદ્રુમ છાયા;
શરણાંગત સુખ પાયા રે, શાન્તિમાં એવા. મારા. ૩

ગુરુશ્રીના શબ્દ બ્રહ્મ, મુકાવે માયિક ક્રમ;
સોંપીને સેવાનો શ્રમ રે, વૈરાગ સહેવા. મારા. ૪

ગુરુ દેહાવરણ કાપે, ગતિ અધ્યાત્મિક આપે;
કોહમ્ કર્તાની માપે રે, સિદ્ધાન્તિ એવા. મારા. ૫

અષ્ટ સિદ્ધિ નવે નિધિ, નિજ ચરણે દાસી કીધી;
મોક્ષની પરમ દીધી રે, મોજ તો તેવા. મારા. ૬

ગુરુ તો કૈવલવાસી, જગમાં જ્યોતિ પ્રકાશી;
અનુભવના વિલાસી રે, જ્ઞાનને દેવા. મારા. ૭

ગુરુ તો ગોવિંદ જેવા, કળા અકળ કળે તેવા;
અગમની ગમ કહેવા રે, સદ્ગુરૂ દેવા. મારા. ૮

ગુરુ તો પરમથી પરમ, વિરલા કોઈ જાણે મર્મ;
શોભાવી સાધક ધર્મ રે, કરીને સેવા. મારા. ૯

શ્રી કુવેર શિર ધ્વજ, વળી નિરવેદ સિંધુ ભજ;
**બાલકૃષ્ણ** ચાહુ રજ રે, ચરણોમાં રહેવા. મારા. ૧૦



## પદ ૧

(રાગ - માડ)

હરો આધિ વ્યાધિ વળી ઉપાધિ,
દેવ દેવાદિ વિઘ્ન વિદારક નાથ. ટેક.

વિઘ્ન હરણ લંબોદર રે, સિદ્ધ બુદ્ધ નાયક દેવ;
કર્મારંભે સ્મરણ કરતાં, વિઘ્ન હર તત્ખેવ રે.
હરો આધિ. ૧

ગુણ નિધિ દેવ દયાળ છો રે, કળી મળ દૂર કરનાર;
બહિરંતર નિર્મળ સદાએ, ભય ભ્રાન્તિ હરનાર રે.
હરો આધિ. ૨

જગ ઉપજણમાં આદિ તું દેવા, અજરામર ૐકાર;
લંબ ઉદરમાં બ્રહ્માંડ વિલસ્યું, વિશ્વ વિચિત્રાકાર રે.
હરો આધિ. ૩

વૈરાટ દેહી ઈશ્વરા રે, પ્રણવ સ્વરૂપે આપ;
શ્રી હ્રિં કિલં શક્તિથી યુક્ત, જ્યાં જોઈએ ત્યાં વ્યાપ રે.
હરો આધિ. ૪

ત્રિગુણ વ્યક્તિથી પરા રે, પ્રણવ નિર્ગુણ જ્યોત;
ઉર્ધ્વ ગતિ મુખ આપથી, થાએ પ્રાણ પ્રણવ ઉદ્યોત રે.
હરો આધિ. ૫

અધોમુખી દશ પ્રાણને રે, ઉલટાવે કોઈ વિર;
અમૃત પીએ ઉર્ધ્વનું, કરી કુંભક શૂન્ય સમીર રે.
હરો આધિ. ૬



પુરક રેચક પ્રાણ છે રે, કુંભક શૂન્ય સમીર;
વાક્ ચાતુરી શું લહે, કરી મુખે વૈખરી વિલાપ રે.
હરો આધિ. ૭

ચતુર વિધ પુરુષાર્થ અમારો, સિદ્ધ કરો શિરદાર;
જ્ઞાન ભક્તિ વૈરાગ વિભૂતી, આપો અચળ ભંડાર રે.
હરો આધિ. ૮

અઉમકારાતીત છે રે, ગં ગુણપતીનો વાસ;
જાપ અજપા સાધતા, બની **બાલકૃષ્ણ** નિજ દાસ રે.
હરો આધિ. ૯

## પદ ૨

પ્રભુ આદિ અનાદિ અવિચલ ગાદી,
વિશ્વાણું આદિ કર્તા તે કૈવલ. ટેક.

સકલ પરાપર ધામ છે રે, મહાશૂન્યે અવિનાશ;
એ કર્તાની કિરણો વ્યાપક, સચ્ચિદાનંદ પ્રકાશ રે. પ્રભુ. ૧

સંકલ્પ સાંધી સૃષ્ટિનો રે, ઉપજાવ્યો ૐકાર;
પુરૂષ પ્રકૃતિના યોગનું બન્યું, બીજગ મહાગતીયાર રે. પ્રભુ. ૨

પંચ માત્રીકા એ વિષે રે, તો વિસ્તર્યું વૈરાટ;
પંચ તત્ત્વ સંયોગમાં વહે, મહદ્ પ્રણવનો ઘાટ રે. પ્રભુ. ૩

સન્મૂખ વહેતી ભૂમિકા રે, નીચો વહે છે નીર;
શુભ્રગતિ આકાશની ચાલી, તીરસી તત્ત્વ સમીર રે. પ્રભુ. ૪

પ્રણવ પાવક તત્ત્વનો રે, ઉંચો વહે છે જેહ;
પંચ મહાભૂતને કારણે કર્યું, કર્તાયે કારણ એહ રે. પ્રભુ. ૫

સપ્ત ક્રોડ પૃથ્વી વહે રે, ઉપર લક્ષ પચાસ;
એ ગણના છે કોશની, વળી દોઢ ક્રોડ આકાશ રે. પ્રભુ. ૬





દશ કોટી તોય તત્ત્વનો રે, વન્હિ વહે ત્રણ કોડ;
મારૂત કોટી પંચને વળી, લક્ષ પચાસ છે પ્રોઢ રે. પ્રભુ. ૭

પ્રણવ અરણવ લહેરમાં રે, ખુદ ખાવિંદનો ખેલ;
એ વિધિ તત્ત્વ પ્રકારથી રે, આણ્યો પિંડ બ્રહ્માંડનો મેળ રે. પ્રભુ. ૮

મિષ્ટ મધુર તિક્ષણ ચરપરા રે, ફીકો સ્વાદ એ પંચ;
પંચ રંગો પંચ તત્ત્વથી બને, બ્રહ્માંડ વ્યક્તિનો સંચ રે. પ્રભુ. ૯

આ નાટકથી ન્યારા રહ્યા, સાક્ષી સર્વાતીત;
ખેલ ખેલારી ખેલવે તેમ, સોહમ તારની રીત રે. પ્રભુ. ૧૦

આ દૃષ્ટાતે સિદ્ધાંતનું રે, દર્શો કેવલ ચિન્હ;
એ કર્તા ઓળખ્યા વિના સૌ, **બાલકૃષ્ણ** ગતિ ભિન્ન રે. પ્રભુ. ૧૧

## પદ ૧

(રાગ - પરજીયો)

રામ રામ રે રમતે રામ રમી ગયા,
રામ ન્યારા છતાં શું ન્યારા થયા રે? રામ રામ રે...ટેક.

રામ હમણાં હતા બોલતાતા, પ્રાણ વાયુ પારણે ઝુલતાતા;
રામ રોમે રોમે રમતાતા રે. રામ રામ રે. ૧

રામ કાયા નગરના નિવાસી, હવે કેમ થયા રે ઉદાસી?
ક્યાં નૂતન નગરી વાસી રે. રામ રામ રે. ૨

અષ્ટ કમળ ચક્રમાં સાંધ્યા, સહસ્ત્ર બહોતેર નાડીયે બાંધ્યા;
તોએ નથી રહ્યા રામ રોધ્યા રે. રામ રામ રે. ૩

દેહ દેવળ સુનું પડયું આજે, જ્યોત ઝાંખી કરી મહારાજે;
હર્યું ચૈતન ચરાચર રાજે રે. રામ રામ રે. ૪





કોના આગ્રહે આવ્યા ને ગયા? કોની આજ્ઞાયે આજ સુધી રહ્યા?
રામ ક્યાંથી વિસ્તરી શમાયા રે? રામ રામ રે. ૫

તમે વ્યાપક કે એક ઠામે? તમે ચૈતન્ય કે અન્ય નામે?
સ્થૂલ છોડી ગયા કો ધામે રે? રામ રામ રે. ૬

બ્રહ્મવેત્તા વયાપક બ્રહ્મ કહે છે, પણ અંશનું ચૈતન્ય બ્રહ્મ ગ્રહે છે;
ત્યારે જડ સચેત થઈ રહે છે રે. રામ રામ રે. ૭

રામ ચૈતન્ય સ્વયં નહિ પોતે, છે સ્થાપકથી વ્યાપક જો તે;
જેમ ભાનુથી ભાસ ઉદ્યોતે રે. રામ રામ રે. ૮

ચરાચરમાં વ્યાપક જે જણાતું, અંશ ગયે ચૈતન્ય તે જાતું;
માટે અંશનો ભાસ ગણાતું રે. રામ રામ રે. ૯

રામ ૐકાર રથમાં બેસી, હદ છોડી બેહદમાં પેસી;
વસ્યા સોહમ્ સૂન્યમાં પ્રવેશી રે. રામ રામ રે. ૧૦

**બાલકૃષ્ણ** વ્યાપક ભજે વેત્તા, રમતે રામ અહંબ્રહ્મ કહેતા;
નહિ સ્થાપક આપને લહેતા રે. રામ રામ રે. ૧૧

## પદ ૨

હાય હાય રે લાહ્ય લાગી ધાજો લોકો;
પ્રવૃત્તિની સુણજો પોકો રે... ....હાય હાય રે...ટેક.

મુજ પ્રવૃત્તિની જાણી પેર, સંત શત્રુએ સાંધ્યું છે વેર;
ઝાઝુ જીવ બુદ્ધિ પર ઝેર રે. હાય હાય રે. ૧

મને રૂચે નહિ તેવું જાણી, એવી બોલે અનુભવ વાણી;
મારૂ કરવા બેઠા ધુળધાણી રે. હાય હાય રે. ૨

બ્રહ્મ અગ્નિ મુક્યો મુજ ઘરમાં, ફૂંક મારી ચેતાવ્યો ચરાચરમાં;
મને લાહ્ય લગાડી ભીતરમાં રે. હાય હાય રે. ૩





થયો બાહેર અંતરે પ્રકાશ, મને ભાસે ભયાનક ભાસ;
તમો જેવી કરો ક્યાં સંન્યાસ રે. હાય હાય રે. ૪

મારો રંગ ભોગ મહેલ લગાડ્યો, ક્રુર કર્મનો ઓઘ વણસાડ્યો;
મારૂં સાંચ્યું બળે કોઈ કહાડો રે. હાય હાય રે. ૫

આગ મુકી હતી પહેલે માળે, હવે બ્રહ્માંડે પહોંચી છે ઝાળ;
થયો પાંચ પચીસનો કાળ રે. હાય હાય રે. ૬

મને ઘરમાં ઘાલીને બાળે, વળી બહાર નીકળતાં ખાળે;
બ્રહ્મ હોળીમાં હોમવા ઝાલે રે. હાય હાય રે. ૭

મને બાવે બનાવી વૈરાગી, થઈ નેષ્ટ તણી નિર્ભાગી.
ત્યારે સંત ચરણ લેં લાગી રે. હાય હાય રે. ૮

મારૂં બાળ્યું તેવું તેનું બળજો, હું તેમાં તે મારામાં ભળજો;
સત્ય વચન સંતને ફળજો રે. હાય હાય રે. ૯

મુઓ પાપી પતિ તો થઈ સતી, પામી પરમ પદારથ અતિ;
મલ્યા કરુણા સિંધુ મહામતી રે. હાય હાય રે. ૧૦

ભલે ભેટ્યા આ સંત વિરોધી, **બાલકૃષ્ણ** બાળ્યું સર્વ શોધી;
મને નિશ્ચલ પદમાં નોંધી રે. હાય હાય રે. ૧૧

## પદ ૩

હાય હાય રે હવે પછી કેમ થાશે?
અંતકાળે આ જીવ પસ્તાશે રે...ટેક.

ગયું બાળ યૌવન ને વૃદ્ધા, નહિ પ્રેમ ભક્તિ કે શ્રદ્ધા;
રહી રજોગુણી કર્મ લબ્ધા રે. હાય હાય રે. ૧

દેહ જાશે ચિંતામણી જ્યારે, શૂન્ય થાશે વિવેક બુદ્ધિ ત્યારે;
ઘોર કર્મે જવું નર્ક દ્વારે રે. હાય હાય રે. ૨





આગળ લક્ષ ચોરાસીનું ખાતું, અનુક્રમે એ સૌ ભુગ્તાતું;
દુઃખ દેખી ન જોયું જોવાતું રે. હાય હાય રે. ૩

નથી પુણ્ય પરમારથ કીધું, નથી સંત સેવા સુખ લીધું;
વળી દયા ત્યજી દુઃખ દીધું રે. હાય હાય રે. ૪

નહિ સાધુની શાને સંધાયો, નહિ વૈરાગી વેણે વિધાયો;
નહિ નીતિ નિયમે બંધાયો રે. હાય હાય રે. ૫

અભિમાની અતિશયે ઉરમાં, ફૂલ્યો ફોગટ અર્કના તૂરમાં;
ગુરુ ચરણે ન ગયો હજૂરમાં રે. હાય હાય રે. ૬

નહિ મલે ફરી દેહ આહાવો, લેવા ભક્તિ માર્ગનો લ્હાવો;
આજે છોડી જાવું દેહ દાવો રે. હાય હાય રે. ૭

કોઈ સગું સંગે નહિ આવે, યમ રાયના દ્યુત ડરાવે;
જીવ ક્યાંથી આવ્યો ક્યાં જાવે રે. હાય હાય રે. ૮

એમ પાછળ સૌ પસ્તાયે, ચિત થકી પહેલું ન ચેતાયે;
**બાલકૃષ્ણ** અંતે એ મુઝાયે રે. હાય હાય રે. ૯

# કાફી પદ

## પદ ૧

(રાગ - કાફી)

આ ભવમાં બ્રહ્મ સિદ્ધાન્તિ રે, અહંબ્રહ્મમાં રહ્યા રે ઠરી;
પર બ્રહ્મની રત ત્યાગી રે, અહંબ્રહ્માસ્મિ એજ હરિ...ટેક.

જેમ અરણવમાં બુદંગા લહેરી, તેમ બ્રહ્મમાં બ્રહ્માંડ;
બ્રહ્મ તત્વને આદ્ય ગણીને, સિદ્ધ કર્યો એ કાન્ડ;
નિર્વિકલ્પ વત્ વાદીરે, શું જાણે પદ બ્રહ્મથી પરી.
...આ ભવમાં. ૧



વાદ વિવાદ વિના એ વચનો, સર્વે કરતા માન્ય;
પણ કૈવલ કર્તા કૃત્ય જોતાં, અહં બ્રહ્મથી અન્ય,
સિદ્ધાન્તે સિદ્ધ કરશો રે, મૂળ કર્તાની કદર કરી.
...આ ભવમાં. ૨

માત્ર શૂન્યથી તત્ત્વ પ્રકાશી, તેનો રચીયો ખેલ;
ચતુર ખાણ ને લક્ષ ચોરાસી, એજ તત્ત્વનો મેળ,
કેવું જત મત રાખ્યું રે, વિવિધ રિદ્ધિ જોઈતી ભરી.
...આ ભવમાં. ૩

વિરલા જ્ઞાની ભાન કરાવે, તેનો કો કિરતાર?
શુદ્ધ સંકલ્પે સર્વ પ્રકાશ્યું, સર્વાનુંકુલ સાર;
એ મૂલ કર્તાની શ્રેણી રે, બ્રહ્મદર્શિ ન જાણે જરી.
...આ ભવમાં. ૪

અનીર વચની ખ્યાતિ જેવું, જગત જણાવે વેદ;
જેમ દિપકથી સહેજે નીપજે, ધુમ્ર કાજળ બે ભેદ.
તેમ ઉપજણ ઉપજાવવા રે, કર્તાએ રિદ્ધિ બ્રહ્મમાં ભરી.
...આ ભવમાં. ૫

વ્યાપક તે સ્થાપકમાં શમતાં, વ્યાપક સિદ્ધ ન થાય;
**બાલકૃષ્ણ** જેમ પિંડનું ચૈતન્ય, આત્મ અંશમાં જાય,
તેમ બ્રહ્મ પરબ્રહ્મની રે, સિદ્ધાન્તે ભિન્નતા તો ખરી.
...આ ભવમાં. ૬



## પદ ૨

પાખંડીના પટમાં રે, ઘટમાં ગેબ થયારે હરિ,
આત્મ ધન હારી રે, પદાર્થ વિષે પચતા મરી...ટેક.

વિષયાનંદી ભોગના યોગે, કબુદ્ધિ થઈ છે કઠોર;
નિશ્ચલ ન્યાય વિનાની વ્યાખ્યા, સાંભળવાનું જોર;
આપાના અધ્યાસે રે, ચિત્ત વૃત્તિ ગઈ છે ચરી.
...પાખંડી. ૧

શબ્દ બોલતાં સો પરખાયું, નામ રૂપ ને ગુણ;
શબ્દવેત્તા શબ્દાતીત તે બોલનહારો કોણ;
શબ્દાવરણ પટ ભેદી રે, પાખંડી શું પરખે હરિ.
...પાખંડી. ૨

સંત વચન ભક્તિની જુક્તિ, ષટ્ સંપત્તિ સાર;
જ્ઞાન ધ્યાન વૈરાગની સિદ્ધિ, પામે નહિ અધિકાર;
ચૈતન્યતાનું ચિંતન રે, જડદર્શી ન જાણે જરી.
...પાખંડી. ૩

જેને જોતો દૃષ્ટિ પ્રોતો, તન્મય તેવો થાય,
ભૂત સાધક ઈશ્વરના પદનું, સ્વપ્ને સુખ નહિ થાય;
પક્ષી દિલ ભંગ થાશે રે, શીમળા ફળે વૃત્તિ વરી.
...પાખંડી. ૪

અર્કતૂરની આશા તેવી, અવધે ઉડી જાય,
**બાલકૃષ્ણ** ગુરુ ગમની શ્રેણી, શુદ્ધ રહેણી એ પાય;
આત્મ હીરો લાધી રે, અંશ અંશીમાં રહ્યા રે ઠરી.
...પાખંડી. ૫



## પદ ૩

વાક્‌પટુ પંડિતો રે, પાખંડમાં શું પડી રે રહ્યા?
સંયમવાળા સાધકરે, નીચ તે ઉચ પ્રદેશે ગયા. ટેક.

વૈદીક વેત્તા વેદ વિચારી, જાણે બ્રહ્મનો નેક,
બ્રહ્મદ્રષ્ટિએ પણ નહિ જોતા, નીચ ઉચમાં એક;
એક બ્રહ્મને ભજતાં રે, દ્વેષ બુદ્ધિ કરતાં જોયા.
...વાક્‌પટુ. ૧

વાક્ પટુતાઈ બહુ જણાવો, આપી શાસ્ત્ર પ્રમાણ;
અન્ય વરણના ભક્તો નંદી, પોતે કરો વખાણ;
સુપતાદિક હરિના જનરે, તે સરખા શું તમે ન થયા?
...વાક્‌પટુ. ૨

ચર્મયોનીની મમતા મૂકી, બ્રહ્મ યોની કરો માન્ય;
બ્રહ્મ જ્ઞાન બ્રહ્મયોનિ માની, લાવો પૂર્વનું ભાન;
દેહ યોનિના દોષીત રે, ઋષિયો સિદ્ધના સિદ્ધજ રહ્યા.
...વાક્‌પટુ. ૩

અન્ય વરણના ભક્તો તે પણ, આત્મ જ્ઞાનના પૂર,
ચૈતન્ય બ્રહ્મની જ્યોત જગાવી, તિમિર કર્યું સૌ દૂર;
તન્વસ્મિને ત્યાગી રે, જીવનમુક્ત જગ જામી ગયા.
...વાક્‌પટુ. ૪

ધર્મ સનાતન શાને કહો છો? કોણ છે તેના ઈષ્ટ,
કોણ કર્મથી તેને પહોંચે? શું સાહિત્ય તે શ્રેષ્ટ;
સનાતન તો એ નહિ રે, દેવ ચતુર દશ તમે જે લહ્યા;
...વાક્‌પટુ. ૫

અનુક્રમે નહિ કર્મે વધતા, પરમ મોક્ષ પર્યંત,
આત્મ નિવેદન વળી વિરૂદ્ધનો, મર્મ ન સમજે જંત;



એવા કર્મના નૈષ્ઠિક રે, તક્ર વલોવી તુપ શું પયા.
...વાક્પટુ. ૬

મનુષ્ય તનુનાં કર્મ પ્રમાણે, શાસ્ત્રે બાંધી વાડ,
ચતુર વરણ ને લૌકિકમાં, વર્તે રાખી આડ;
વેદાદ્વૈત મત ઈશનોરે, લૌક્કિવત, શું સમજી ગયા?
...વાક્પટુ. ૭

વેદશાસ્ત્રનું અધ્યયન કરતાં, ઉપજે જો અંહકાર,
તો વેદામૃતનો શો મહિમા, રહે જો રોગ ભંડાર,
સંયમના ઓ શત્રુ રે, વેદ ભણી અન્ય માર્ગે વહ્યા?
...વાક્પટુ. ૮

ધર્મગુરુનો ભેદ ગુહ્ય છે, તેનું શું સમજાય?
અહં બ્રહ્માસ્મિ વાક્ય મનાવે, વળી પ્રતિમા પુજવાય;
આ સ્થૂલમાં બ્રહ્મ નહિ પ્રિછ્યા રે,
તો સ્થૂલ પ્રતમાં કેઈ પેરે જોયા? ...વાક્પટુ. ૯

વેદ વહેચતાં વાણી કેરો, લીધો વિપ્રે ભાગ;
તત્વ ગયું ત્રણ વરણો વિષે, જ્ઞાન ધ્યાન વૈરાગ;
ઓ વેદ તરુના રક્ષકરે, ફળ ખાનારા ખાઈરે ગયા.
...વાક્પટુ. ૧૦

શૂન્ય શિખર પર સુરતા ચાલી, મુકી પંચમહાભૂત,
ચૈતન્ય દ્રષ્ટા સાક્ષી સાથે, થઈ રહી અનુસુત;
આ માર્ગ મહા મસ્તોનો રે, પાખંડી તો જોઈને દહ્યા.
...વાક્પટુ. ૧૧

સ્થૂલ સુક્ષ્માદિક શરીર તત્વને, મન દમ ઈંદ્રિ કોશ;
ઉદય સ્થાન યોનિદળ સરખું, કામગ્નિનો શોષ;
**બાલકૃષ્ણ** શું અધિકરે, વિપ્ર તનુમાં તત્વ રહ્યાં.
...વાક્પટુ. ૧૨



## પદ ૪

વૈરાગ્ય ભરી વાતો રે, વૈરાગ્ય વિના શીદને કરે?
અજરામરની રશ્મિરે, વૈરાગીજન હોય તો જરે. ટેક.

અમાપક વસ્તુને માપી, ભરવી આ ઘટ માંહાંય,
વેદ વિરંચી સરખા હાર્યા, નેતિ નેતિ કહે જ્યાંહાંય;
એવા દુર્લભ પદનો રે, સામાન્યને શું મર્મ જડે?
...વૈરાગ્ય. ૧

કંઠાગ્રે ગ્રંથો બહુ રાખે, વેદ વાણી ઉચ્ચાર,
શાસ્ત્ર પુરાણો સર્વે જાણ્યાં, પણ પકડ્યો નહિ સાર;
કહેતા કહેતી સુણીને રે, અહંબ્રહ્મ શીદ ઉચ્ચરે.
...વૈરાગ્ય. ૨

ભર દરીયાનાં સાચાં મોતી, સહે એરણ પર ઘાય;
મોંઘે મૂલ્યે તે વેચાઈ, ઝવેરીને ઘેર જાય;
હંસલા ચારો ચરશે રે, બગલાં તે શીદ આશા ધરે.
...વૈરાગ્ય. ૩

હું નૃપતિ છું તેવી આશા, ભિક્ષુક કરે તો વ્યર્થ;
ખટ સંપત્તિ છે નહિ પાસે, તો કેમ સરશે અર્થ;
એ સંકલ્પ સ્વપ્નાવત રે, દોહીલા દિને ઉદર ભરે.
...વૈરાગ્ય. ૪

પંડિતનું મન પથ્થર જેવું, ભીજે નહિ લગાર,
તો શ્રોતાને ક્યાંથી પડશે, નિર્માલ્ય વચને ફાળ,
બકરા કેરી બુમે રે, સિંહનો મદ શું ઉતરે?
...વૈરાગ્ય. ૫

સિંહનો ઠાઠ જણાવે જંબુક, પણ સિંહ નવ કહેવાય,
અણસમજુતે આધિન રહેશે, પણ કુંજર નવ ડરાય;



સાચા સિંહને નાદે રે, હસ્તિનું જુથ થરકી મરે.
...વૈરાગ્ય. ૬

કાગળ પર અગ્નિ બહુ લખીયે, પણ દાઝે નહિ તેહ,
તાતો અગ્નિ તુરત બાળશે, એમાં નહિ સંદેહ;
વૈરાગ્ય વહની એવો રે, પોથી વાંચે કામ ન સરે.
...વૈરાગ્ય. ૭

સમશેરમાં સત્તા ઘણી છે, પણ પકડે જો રાંક,
પરાજય પોતાનો થાશે, સમશેરનો શો વાંક,
વૃત્તિ છે વિષયોમાં રે, પુઠ દઈને પાછો ફરે.
...વૈરાગ્ય. ૮

વિશ્વ તણી વાસનાઓ ત્યાગી, જવું પરાની પાર;
અભાવ કેમ થાશે આ તરફનો, વિષયાનંદ વ્યવહાર;
**બાલકૃષ્ણ** વૈરાગ્યથી રે, જ્ઞાની ધ્યાની ગગને ઠરે.
...વૈરાગ્ય. ૯

## પદ ૫

કળિયુગ આવ્યો કાઠોરે, દુનિયાં બહુ દગો કરે;
સ્વાસ્થ કરવા સારૂં રે, કહો તો પ્રાણ પરનો હરે. ...ટેક.

ખટપટ કરતા દીલમાં ન ડરતા, ધરતા અંતરે કુભાવ,
દામચામનું કામ સાધતાં, ચુકે નહિ આવ્યો દાવ;
ગોવિંદ સરખા ગુરુને રે, નાખે ચેલા પગાં તળે.
...કળીયુગ. ૧

માત પિતા ને શાસ્ત્ર ગુરુની, લોપે મર્યાદા અંધ,
સેવા કરીને સાટુ રે માગે, તોડી પુરાતન બંધ;
પુજ્ય ને અપુજ્યનું રે, ધન લેવા ધાર્યું કરે.
...કળીયુગ. ૨





મીઠી વાણી ગાય નિર્વાણી, ભક્ત તણો ધરી ભેખ,
સ્વારથ કાળે બુદ્ધિ તેની, બગડી જાય છે છેક;
કૃતઘ્નિનાં કાર્યો રે, સાધુ જનની પ્રત્યે સરે.
...કળીયુગ. ૩

ભજનીને મહાભય ઉપજાવે, સંતને દે સંતાપ,
પરંપરાના પરમારથમાં, કરવા ધારે કાપ;
જન સમાજે જઈને રે, વૃત્તિ છેદક વાતો ચરે.
...કળીયુગ. ૪

શુભાશુભ અવસરને અંગે, ખરચે બહુ ધન ધાન્ય,
પુરોહિતષુ પ્રતિકુળ વર્તિ, આપે અવરને માન;
તો વરસાદ કઈ પેરે વરસે રે, વરસે તો વિઘ્નો અનેક નડે.
...કળીયુગ. ૫

દાન સમર્પિને પાછુમાગે, દ્રષ્ટિ કરી વિકાળ,
કન્યા તણો વિક્રય કરે છે, એવો આ વિપરીત કાળ;
એ પાપીના પિંડે રે, ભૂમિકા તો ભારે મરે.
...કળીયુગ. ૬

અનર્થમાં આળસ નહિને, અવગુણનો ભંડાર,
દ્રોહ મોહ ને મમતા વાળો, કરતા કામ અપાર;
અહંમેવી અસત્યનો રે, અંતરમાં ન આણે અરે.
...કળીયુગ. ૭

ગૌ બ્રાહ્મણના નિમિત્તનું લઈ, ઓળવતા તે વિત્ત,
દેવ પિતૃને મનષ્યનું રણ, ચઢતું કરે છે નિત્ય;
એવા દાંભિક દાંનારે, મુખથી બોલે હરે હરે.
...કળીયુગ. ૮

કળીયુગ તો કપટીમાં રહે છે, સતયુગ વર્તે સંત,
**બાલકૃષ્ણ** સત્યવ્રતના સાધક, ગળીત થાય નિશ્ચંત;
કપટી જનથી કંપીરે, ગુરુગમ ગીરી શીખરે ઠરે.
...કળીયુગ. ૯





## પદ ૬

ઉત્કૃષ્ટ અનુભવી રે, આવો મારે આંગણીયે,
લૌકિક કેંણી મુકી રે, અલૌકિકની ભણીયે...ટેક.

લૌકિકમાં તો સૌ જીવ ફરતા, કરતા કર્મની વિધ;
દેહ દર્શિને ધર્મ આચરતાં, કોઈ થયા નહિ સિદ્ધ;
લૌકિકે લોભાયા રે, ફરી વરણા વરણીયે. ઉત્કૃષ્ટ. ૧

જન્મોખતની જુક્તિ જાણી, ચૈતન્યનો નહિ ટેક;
કોહમ્ કર્તા કોણ હશે જે, એક થકી આ અનેક;
પાછું નથી વાળી રે, જોતા હરિની ભણીયે. ઉત્કૃષ્ટ. ૨

તિર્થ વૃતને પ્રતિમા પુજી, આણ્યો અંતરે ભાવ;
શાસ્ત્ર વચન આચાર્યો વદતા, ઉપજણ પર કરી દાવ;
ઉપજણાતીત્ વિત્તનું રે, રહ્યું છે અવ્યક્ત રેણીયે. ઉત્કૃષ્ટ. ૩

ચૈતન્યની ચટકી નહિ ને, વટકી વાસના છે;
ઉત ઈતમાં અટકી રહ્યા એ, ધિક્ક ધિક્ક ધિક્ક વિવેક;
કર્તુમ્ મકર્તુમ્ મુકી રે, અન્યથા કર્તુમ્‌ને નર્ણિયે. ઉત્કૃષ્ટ. ૪

તિલક માળા તનને ધારે, તે તો ઉપલો રંગ;
આત્મબુજ્ય વિના ગુરુ ચેલા, તેમાં તે શા ઢંગ;
મુકી કીર્તિ કરણીયે રે, રહીયે શમદમ અણીયે. ઉત્કૃષ્ટ. ૫

શમદમ કરતાં સમાધાનથી, સાધે સંપત્તિ સર્વ;
જીવનમૂક્ત જગમાં કહાવે, **બાલકૃષ્ણ** ત્યજી ગર્વ;
કરુણાસિંધુ શરણે રે, તનમન પ્રાણ અર્પણિયે. ઉત્કૃષ્ટ. ૬





## પદ ૭

કબુતર પક્ષી ઉડી રે, ઉર્ધ્વ જાય આસ્માને;
અધોવૃત્તિ એની રે, પાછુપડે કુપ સ્થાને....ટેક.

કબુતરની જાત પક્ષી પણ, ગગને ગતિ નવ હોય;
સુરતા વિના પાંખ ન ચાલે, એવા ગુરુ શિષ્ય દોય;
અધોવૃત્તિ પલટે રે, તો વળે ઉર્ધ્વ નિશાને. કબુતર. ૧

તત્ત્વ પ્રકૃતિયે તન કૂપ ચણીયો, આવરણ કેલ લગાય;
સપ્ત સરોજે અંક જળ ભરીયું, ત્યાં સૌ જીવ લોભાય;
અક્ષરાતિત જે ન્યારા રે, તે સુબોધક સંત જાણે. કબુતર. ૨

સુરત વાસના જ્યાં બંધાણી, ત્યાં તે કરે વિશ્રામ,
યોગી બનો કે ભોગી રહાવો, નથી તેનું કંઈ કામ;
જે જ્યાં વૃત્તિ કરશો રે, ઠરશો જઈ તે સ્થાને. કબુતર. ૩

વિદ્યા ધન દારા બળ કીર્તિ, વળી કુટુંબનું માન;
એ ખટપટને ત્યાગ કરે તો, નહિ અવર અભિમાન;
સુરતા થઈ સોહાગણ રે, લાગે નીજ પતિ ધ્યાને. કબુતર. ૪

અવર ભ્રમણા સર્વે ભાગે, ઉર્ધ્વ ગતિના તેહ;
મહા માંગલ્ય રૂપ કરુણાસિંધુ, પરમાનંદ મય દેહ;
તન મન વારી દઈયે રે, **બાલકૃષ્ણ** એ ગુરુ જ્ઞાને. કબુતર. ૫





## પદ ૮

ઉજાગૃતમાં સુતી રે, સુણી મોરલ વનમાં;
અનહદ સ્વર છે એનો રે, થઈ ખબર ત્રિભુવનમાં...ટેક.

શરદ પુનમની સુંદીર રાતનો, ખીલ્યો પુનમ ચંદ્ર;
મુક્તાફલ ઉત્પન્નને માટે, ચઢી આવ્યો છે ઈંદ્ર;
ઘનશ્યામ ગુરુ વરસે રે, ગરજે ઘણું ગગનમાં.
ઉજાગૃતમાં. ૧

મૂર્ધ્વ સ્થળ વૃંદાવન સુંદીર, સુંદીર કૃષ્ણ કૃપાળ;
સુંદીર સ્વરથી વેંણ્ય ઉચ્ચારે, મનહર શબ્દ સુખ્યાલ;
સુરતા આદિ સખીયો રે, સુણી મોહ પામી મનમાં.
ઉજાગૃતમાં. ૨

એ મોરલીનો શબ્દ સાંભળી, વ્યાકુળ થઈ તન માંહાંય;
સચેત હતી તે ચાલી નીકળી, આવી ત્રિવેણી જ્યાંહાંય;
હરજી ભેટ્યા હેતે રે, સખીયો પ્રેમ લગનમાં.
ઉજાગૃતમાં. ૩

કારણ કંથનો અભાવ આણી, ત્યાગ્યો સૌ પરિવાર;
પરમ દશાનું પાત્ર પેખી, હરિ થયા એક તાર;
ધન્ય ધન્ય આશિષ આપી રે, સખીયો રાખી મગનમાં.
ઉજાગૃતમાં. ૪

લટપટ કરી લઈ ચાલ્યો કુંજમાં, રચીયો રાસવિહાર;
સુરત સલુણી શમી શરણમાં, વર્ત્યો જયજયકાર;
**બાલકૃષ્ણ** રહે છે રે, ઠરી મદ સુદનમાં.
ઉજાગૃતમાં. ૫



## પદ ૯

અવર ન આરાધુરે, કૈવલ પતિ એક વિના;
અદલ આશ્રય આપે રે, ગુરુ કરી ફદલ ફના. ટેક.

બ્રહ્માંડથી તીત્ બહુધા શૂન્ય પર, છેવટ મહા શૂન્ય સોઈ,
તે મધ્ય અટલ અધરાસનમાં, બેઠા કૈવલ પતિ ઓઈ;
શુદ્ધ સંકલ્પ કરતા રે, આ બ્રહ્માંડ સકલના. અવર ન. ૧

સંકલ્પે તો સચેત કરીયું, બ્રહ્મ ચરાચર વ્યાપ,
ઈચ્છાવૃત્તિ વિલસીત વ્યાપક, જ્યોતિર્લીંગ થયું સ્થાપ;
ૐકાર રૂપ ઉપજીરે, પ્રકૃતિ બિંદુ ઘાટ બન્યા. અવર ન. ૨

ઉભયની ઐક્યતા પ્રવર્તમાં, થયા ત્રિગુણ ગુણમાંય,
લક્ષ ચોરાચી યોની કેરો, ચાલી રહ્યો છે પ્રભાય;
હરિના અંશ સૌમાં રે, મોટાં તન કે તનક તના. અવર ન. ૩

પ્રકૃતિ પુરૂષથી ઘાટ બને પણ, અંકુર અંશ પતિ મૂળ;
કૃષી ખેલ દ્રષ્ટાંત નિહાળો, હું કરૂં પણ કરે ધૂળ;
કૈવલ પતિ તો ન્યારા રે, અંશ પુનિ અંકુરના. અવર ન. ૪

તેમ ઉપજણ બ્રહ્માદિ દેવથી, નવી નવ ઉપજે કાંય,
મહદ્ બ્રહ્માંડની સકલ વિભૂતિ, પિંડ બ્રહ્માંડમાં આય;
કૈવલ કેરા અંશની રે, કરે સેવ અંશો દેવના. અવર ન. ૫

પિંડ બ્રહ્માંડને મહદ્ બ્રહ્માંડનો, સતંત છે એકતાર,
ચંદ્ર પ્રતિબિંબ રૂપે રહ્યા છે, આપ પતિ કિર્તાર;
તેવા જાણી માંણો રે, અધવચની ન કરો વાસના. અવર ન. ૬

પંચભૂત મહાભૂતમાં ભળતાં, ચૈતન્ય મળશે બ્રહ્મ,
આપોહંગ પતિ હંગમાં પરઠો, લઈ ઉલટ ક્રિયાનો ક્રમ;
તત્વ તંતૂની સંધી રે, સદ્‌ગુરુની શાને કરના. અવર ન. ૭



અતિ આકર્ષણ કરી કૈવલમાં, અંશવૃત્તિ સુલટાય,
અંશ અંશી સતંત સદા તે, સ્વરૂપે સ્વરૂપ સમાય;
આપોહંગ નિર્ણવી રે, પતિ હંગમાં મલના. અવર ન. ૮

સકર્તાને શત્રુ માની, અકર્તાને ચાહાય,
અહંબ્રહ્મમય પોતે થઈને, ખટ દર્શન કર્મ ગાય;
**બાલકૃષ્ણ** તેવા જન રે, સત્ય કૈવલની જાણ્ય વિના. અવર ન. ૯

## પદ ૧૦

વેદમાં બહુ ભેદ રે, તે છેદ કરીને સમજાવું;
બ્રહ્મ જીવ માયાના રે, ભેદ સૌ વેદના ગાવું.....ટેક.

પ્રથમાચાર્ય વેદ વિરંચી, સચેત આપ સજાણ,
તત્વાતિત્ સંતત નિરૂપણ, અહંબ્રહ્મ વધુ પ્રમાણ;
અન્ય સૌની નાસ્તિ રે, ત્યાં નહિ કર્મ ધર્મ કાવું.
વેદમાં. ૧

પંચમ્ મુખની વાણી રહી, ત્યાં લગી કૈવલ વિધિ ગાય,
સૂક્ષ્મ વેદ સજાણ કૈવલનો, શંકરે દીયો રે છેદાય;
જાણ્ય માણ્ય ગઈ તેની રે, માત્ર આત્મ ગમ તાવું.
વેદમાં. ૨

જ્યાં લગી અજની વૃત્તિ નિશ્ચલ, બ્રહ્માકાર તદ્રુપ,
ત્યાં લગી અહંબ્રહ્મ શ્રુતિ પોકારી, અજરામર અરૂપ;
આગળની કહી નેતિ રે, વાળી વૃત્તિ ઈત ભાવું.
વેદમાં. ૩

કારણ તન રજોગુણ સહવ્રતથી, બ્રહ્મા રચે જીવજાળ,
જીવદશાનો અનુભવ લઈને, કર્યો કર્મનો ખ્યાલ;



વામિ દક્ષિણ માર્ગો રે, વૈદીકી એ કર્મ દાવું.
વેદમાં. ૪

વામ વિષે શક્તિની ભક્તિ, યામ્યે દેવ સમસ્ત,
ઉભયે મતમાં જીવ અટકીયા, બ્રહ્મ દશા થઈ અસ્ત;
સનાતનને ચુકી રે, કરે છે આ તને દાવું.
વેદમાં. ૫

વર્ણાશ્રમની પ્રીત બડાવી, થયા કર્મના કીટ,
વરણાતીત્ આત્માને અભાવે, ઉત્ ઈત્માં રહ્યા વિંટ;
કરે કર્મ સત્ય માની રે, વૈદીકી એ મત ગ્રાવું.
વેદમાં. ૬

જીવ બુદ્ધિયે દક્ષિણ વામિને, શિવ ગતિયે બ્રહ્મ,
બ્રહ્માચાર્યે પ્રથમ કલપ્યો, ત્રધા વેદનો ક્રમ;
વૈદીક માની ભુક્તે રે, જેને જેના પર ભાવું.
વેદમાં. ૭

વેદ સિદ્ધાન્તો દધી રૂપ છે, મહિ તક્ર ને તૂપ,
ઈચ્છિત કર્મ કરે સો પાવે, આપનું આપ અનુપ;
તે તો વિરલા જાણે રે, અવર કર્મ તણા ભાવું.
વેદમાં. ૮

અકર્તા બ્રહ્મ આદ્યે સૌથી, સમાસ વેદમાં થાય,
નિર્વિકલ્પ ચરાચર વ્યાપક, ઉપનિષદમાં ગાય;
સૃષ્ટિના સંકલ્પી રે, અકર્તાને કેમ કહાવું.
વેદમાં. ૯

વ્યાપક બ્રહ્મ શમદમ સદા છે, સચ્ચિદાનંદ ભાસ,
કર્તા તો સંકલ્પિ કહીયે, એક દેશી અવિનાશ;
અધર તખ્તે અમલી રે, ચૈતન્ય અમલ સમતાવું.
વેદમાં. ૧૦



તે કેવલ કર્તાના અંશો, ઘટો ઘટ આત્મ સૂર,
નખ શિખનું ચૈતન્ય ભળે બ્રહ્મમાં, અંશ કેવલની હજૂર,
સૂક્ષ્મ વેદની સાખ્યે રે, સૂક્ષ્મ ગતિયે જાવું.
વેદમાં. ૧૧

ઉર્ધ્વ મુખ બ્રહ્માનું જાતાં, નેતિ ચતુર કહાંણ;
નેત પર જે તેનું કહેવા, શ્રીમત્ કુવેર સજાણ;
સૂક્ષ્મ વેદ ધૂન સુણી રે, **બાલકૃષ્ણ** ત્યાં સ્થિર થાવું.
વેદમાં. ૧૨

## પદ ૧૧

ભક્તિ તો ભુંડાની રે, રૂડાનું તો કામ જ નથી;
વિરલે ભક્તિ વાળી રે, બાંધી જતમત જોરથી....ટેક.

ભક્ત બને તો ઘર વંઠાવે, એવું ડાહ્યા ગાય;
જીવક વંઠ્યું વંઠવા દે છે, તેની નથી ગણનાય;
રૂડા તમે રહેજો રે, ભક્તિ થકી દૂર અતિ
...ભક્તિ. ૧

ભક્તોને ઘેર હરિજન આવે, હરિ ચરચાઓ થાય;
બારણે આવી બેસે ત્યારે, ઘરનું તે કામ ચુકાય;
ભલાનો જીવ ભટકે રે, ભુંડાને તો કંઈએ નથી.
...ભક્તિ. ૨

શું ઓશીયાળુ સંતને નમવું, નીચું પડવું પાય,
ઘણા દિવસની આબરૂં મારી, ભલા થકી કેમ જાય;
ભક્તોને તો ફાવ્યું રે, લાગી જેને કર્મની ગતિ.
...ભક્તિ. ૩



ભક્તિ તો ભુંડા ઘેર શોભે, આપે તન મન દાન,
પોતે કાંઈ પાછુનહિ જોતા, શિષ કરે ખુર્બાન;
હરિ ગુરુને સંતથી રે, રાખે નહિ અંતર રતિ.
...ભક્તિ. ૪

પોતે સુખ દુઃખ સહન કરે પણ, દે સંતોને માન,
સગાં સહોદર જુટ્ઠાં જાણી, હરિજન હરિના સમાન;
ડાહ્યા બહુ વાળે છે રે, વળે નહિ કોઈની વતી.
...ભક્તિ. ૫

ખાવા પીવા ને ખુશી કરવા, મલ્યો મનુષ્યા દેહ;
એવું છોડીને ભક્તિ કરાવે, કોણ ગુરુ મલ્યો એહ,
ભલા એ ભોગ તમારા રે, જેવી મતિ તેવી ગતિ.
...ભક્તિ. ૬

પર નિંદા પર દ્રોહ અવિદ્યા, ભુંડા કરી શકે દુર,
ભલાને તો કામ છે તેનું, રાખવાં પડશે જરૂર,
સજ્જન કે દુરીજનની રે, કરવી પટલાઈ શ્રમથી.
...ભક્તિ. ૭

આસન બાંધી સુરતા સાંધી, શમદમ સાધન કાળ,
વિષયાનંદ સુખ ભુંડા ત્યાગી, જપે હરિની જપમાળ;
રૂડા એવું ન કરે રે, જેની કહીયે અધોમતિ.
...ભક્તિ. ૮

તન મન ધનથી હરિજન તર્પે, આ તરફનું ગણી વ્યર્થ,
ભલા બિચારા દે શીખામણ, એવા નથી કાંઈ ગ્રહસ્થ;
ભુંડો શીખ ન માને રે, ડાહ્યા બહુ કહે છે કથી.
...ભક્તિ. ૯

હરિજન તો હર્દામાં રાખે, ભુંડાનો જોઈ પ્રેમ,
દુર્જન તો દુભીને ચાલે, ભુંડો નહિ વર્તે એમ;
એને સહાય સંતોની રે, સદાયે શાન્તિ ભજનથી.
...ભક્તિ. ૧૦

ભલાને મન હરિજન ભુંડા, સંતોને મન પ્રાણ,
ભુંડો તો ભવસાગર તરીયો, ભલાની થઈ અંતે હાણ્ય;
આપાના એ ડાહ્યા રે, મુઆ મારૂ તારૂ મથી.
...ભક્તિ. ૧૧

**બાલકૃષ્ણ** કહે ભુંડા ભલાનો, ચાલે એમ વ્યવહાર,
ભુંડોતો અચળ પદ પાવે, ભલાને શિર જમમાર;
ભુંડાની ભક્તિ ભારે રે, ભલા ઘુંચાયા મોહ જાળથી.
...ભક્તિ. ૧૨

## પદ ૧

મારા મનના મેહેરમ વેગે આવજો,
ભરતી કરુણા રૂપી ફરી લાવજો;
પ્રાદુર્ભાવે શરણમાં સમાવજો હેજી. ...ટેક.

તલખુ તમો વિના મીન, પડ્યું પાણી થકી ભિન્ન,
તપ્યો તાપ ત્રધા તિન;
મરતાં બળતાં બાળકને બચાવજો. ...મારા મનના. ૧

થયો ભરતી કેરો ઓટ, ત્યારે ચુકી ગયો ચોટ,
ગયું વારિ આવી ખોટ;
ચૂક્યો દાવ તે ફેર સધાવજો. ...મારા મનના. ૨

તમે સંકલ્પ સ્ફુરાવ્યો, ત્યારે ભરતિમાં અહીં આવ્યો,
માયિક મોજમાં મોહાયો;
એ દોષ રોષ દીલથી વિસારજો. ...મારા મનના. ૩

નથી સંકટ કેરો પાર, કામ ક્રોધાદિ ચંડાળ,
મુજને મોટી તેની ફાળ;
એ દાંભિક દળને હરાવજો, ...મારા મનના. ૪

નાખી જંજાળની જાળ, તન મન કર્યું છે બેહાલ,
હવે ઉગરવા શો લાગ;
પ્રભુ અરજ અંતરની સ્વીકારજો. ...મારા મનના. ૫

રહ્યો પાખંડમાં હું મોહી, મિથ્યા સુખ સાચું જોઈ,
સાચું શરણ તારૂં ખોઈ;
એવા અવગુણ હોય તે નિભાવજો. ...મારા મનના. ૬

ભૂચર કર્તા ગુણ નહિ ગાય, ફોગટ અહંબ્રહ્મ ઉચ્ચરાય,
માને સ્થૂલ પ્રતિમાય;
એવા પારધિ પાખંડને પ્રહારજો. ...મારા મનના. ૭

આપો અનુભવ આધાર, લેહેરી લક્ષ્ય એકાકાર,
શમું સિંધુમાં એ વાર;
**બાલકૃષ્ણ**ની ભિન્નતા ભગાવજો. ...મારા મનના. ૮



## પદ ૨

ગુરુજી અખંડ સ્વરૂપ ઓળખાવજો,
મારી સુરતાને તેમાં સમાવજો;
ગુરૂજી ધર્મ તમારો બજાવજો હેજી. ...ટેક.

ગુરૂજી કરો ઘટતી વાત, રહીને સન્મુખ સાક્ષાત,
ઉત્તર આપો હાથો હાથ;
એનું પ્રગટ પ્રમાણ કરાવજો. ...ગુરૂજી અખંડ. ૧

જુદું જીવનું છે સ્થાન, જુદુ શારીરિક ભાન,
જુદો રહ્યો અભિમાન;
એથી ભેદ રહીતને લહાવજો. ...ગુરૂજી અખંડ. ૨

ગુરૂજી કરા કથન, કરો શ્રવણ મનન,
સોપી તન મન ધન;
પછી ઉગર્યું તેને ઉર લાવજો રે...ગુરૂજી અખંડ. ૩

જે નહિ અંતે અખંડ, તેને કહીયે પાખંડ,
ખોજી જુઓને બ્રહ્માંડ;
એવા નિત્ય વિવેક પર આવજો. ...ગુરૂજી અખંડ. ૪

અગમ અગોચર આપ, જેનું ચૈતન્ય છે વ્યાપ,
એવો પ્રભાવ અમાપ;
ગુરૂજી એનું તે માપ કઢાવજો. ...ગુરૂજી અખંડ. ૫

સાક્ષી છે સર્વાતીત્, ઉત્પન્ન વિત્તથી રહીત,
કેવલ અંશ અપરિમીત;
એ અંશ અંશીમાં મેળાવજો. ...ગુરૂજી અખંડ. ૬

ગુરૂકુવેર સુજાણ, બક્ષુ અનુભવ પ્રમાણ,
થયું આપ ઓળખાણ;
**બાલકૃષ્ણ** સ્વરૂપે રહાવજો. ...ગુરૂજી અખંડ. ૭

## પદ ૧

જેમ બિંદુ ભળ્યું સિંધુમાં હું આત્મ હરિ તાસે,
હુંમાં હરિઃ હરિમાં હું સલંગ સુત્ર ભાસે.
...જેમ બિંદુ–ટેક.

ઘટ નહિને મઠ નહિ કો પટ નહિ ત્યાં પાસે;
હું નહિ ને તું નહિ કો અન્ય નહિ ઉપાસે.
...જેમ બિંદુ. ૧

ઈંદુ દીસે અંબુ વિષે, ચંદ્ર તો આકાશે;
પ્રકાશક પિંડનો હું શ્રી હરિ સત્તાસે. જેમ. ૨

સર્વજ્ઞ સત્તાધિશ સત્ય કૈવલ ભાસે;
અંશ પ્રત્યે સોહમ્ તાર સાંધ્યો પ્રણવ શ્વાસે. જેમ. ૩

લોહ ચુંબક ન્યારે હરિ, અંશને ગણાશે,
અંશની દ્વારાએ કરી જડ સચેત થાશે. જેમ. ૪

આત્મ વિણ મહાત્મ્ય નહિ દેહનું મનાશે,
સંકલ્પીનો કલ્પ અંતે ઉદયમાં સમાશે. જેમ. ૫

આત્મ હરિ સ્થાપક સ્થિર, બ્રહ્મને પ્રકાશે,
બ્રહ્મ ભાસ સઘળે વાસ અમલી અમલ જ્યાસે. જેમ. ૬

જેમ તેમ કુશળ ક્ષેમ છેક શૂન્ય અવાસે,
વિકટ વળી નિકટ જેમ ગર્ભ માતુ આશે. જેમ. ૭

અનંત ઈંડ ભેદી પિંડ બાલકૃષ્ણ જાશે,
તો સત્ય કુવેર સાહેબ ભેળા સેજમાં સુવાસે. જેમ. ૮





## પદ ૨

સમજ વિના સાર નહિ પાર કો ન પામવા,
સકર્તા સિદ્ધાન્ત વિણ પંથ શીદ જાગતા. ...ટેક.

સકલ સાજ જીવને કાજ મોજ માલિક આપતા;
તદપિતાય ગુણ ન ગાય અકર્તા કહાવતા. સમજ. ૧

વેદ કે વેદાંગ જોઈ અહંબ્રહ્મ ઉચ્ચારતા,
નિર્વિકલ્પ નીજ રૂપને હરિ ઠરાવતા. સમજ. ૨

મુસલમાન કથી કુરાન સાહેબ શિર માનતા,
ઈંટમાં આકીંન આણી જીવ અનેક હણતા. સમજ. ૩

તીર્થ વ્રત જપ તપ જોગ જાગ જાણતા,
કર્મ ધર્મ મર્મ વિણ ઈત્ પ્રતીત આણતા. સમજ. ૪

ભૂર્લોકાદિ બ્રહ્માંડ તત્વ પ્રણવ સહ સાધતા,
માત્ર સ્થૂલ કે સુક્ષ્મદેહે યોગ બળ જણાવતા. સમજ. ૫

મોક્ષથી પરોક્ષ તોએ ધોકો ન ધરાવતા,
પંચભૂત પૂજી તૂત પ્રભુનું પતાવતા. સમજ. ૬

કૈવલ વંશ આત્મ અંશ સો ગતિ ગુમાવતા,
શ્રીમત્ કુવેર આ અંધેર, જોઈ જ્ઞાન પ્રસારતા. સમજ. ૭

કૈવલ તંત કાયમ પંથ સુક્ષ્મ વેદે ગાવતા,
જ્ઞાન દાન દેવા સાન નરવેદ સિંધુ આવતા. સમજ. ૮

સુક્ષ્મવેદ વાકો ભેદ વિરલ સંત પાવતા,
**બાલકૃષ્ણ** પૂછી પ્રશ્ન સંશય નસાવતા. સમજ. ૯





## પદ ૧

(રાગ - હીંદોલ)

સંતો રે સુણો સંકેત માહારો,
શાન્ત વૃત્તિએ સાંભળી તેનો મર્મ વિચારો...ટેક.
ભક્તિ તણા ત્રણ કાન્ડ છે, તેમાં પ્રથમ તે કર્મ;
બીજો ઉપાસના જાણીયે, ત્રીજો જ્ઞાન એ પરમ.
...સંતો રે. ૧

ઉભય પક્ષે ઉપાસના, કર્મ ને જ્ઞાન વિશે;
પ્રથમ વિચારોને કર્મની, જેમાં શંકા અતિશે.
...સંતો રે. ૨

ઉપાસના કર્મ યુક્તના, ઈષ્ટ તે ચૌદ દેવા;
નામ ચતુર દશ કલ્પના, પ્રકૃતિ ગુણ જેવા.
...સંતો રે. ૩

કર્મ કરે ત્યજી આત્મને, દેવ મહિમા વિલોકી;
તો જગત મિથ્યા બ્રહ્મ સત્ય છે, આપો આપ અલોકી.
...સંતો રે. ૪

જુઓ ચતુરદશ દેવને વળી આત્મ વિવેકે;
આત્યાંતીક પ્રલય કાળમાં નહિ દેવ તનુ એકે.
...સંતો રે. ૫

આત્મ વિના અન્ય સર્વ તે દ્વૈત કહ્યુ વેદાંતે,
દ્વૈત શમે રે અદ્વૈતમાંરે, ત્યારે નહિ દેવ અંતે.
...સંતો રે. ૬

હવે, ઉપાસના યુક્ત જ્ઞાનની, ગમ ગુરૂ થકી ભણીયે;
ઉપાસના આત્મ ઉપાસવા, રહેવું શમ દમ અણીયે.
...સંતો રે. ૭





પુરક કુંભક રેચક કરી હરિનો અંશ કહીએ,
ગગન ગુહામાં સ્થિર રહી, અનહદ સુખ લઈએ.

...સંતો રે. ૮

જ્યોત જુઓ નાદ સાંભળો, પ્રાણ પ્રણવ રોધિ;
એ યોગ ભલો રે યોગી તણો, પૂછું પ્રશ્ન વિરૂધિ.

...સંતો રે. ૯

એ સાધન તત્ત્વો ક્યાં શમે? તમો વિષે કહો છો?
એ ત્રાટક તત્ત્વે શમો તમે? તેનો ઉત્તર શું દો છો.

...સંતો રે. ૧૦

પ્રણવ યોગ સાધી પરા શૂન્યમાં જઈ બેઠા;
એ પૂર્વેથી છો કે યોગે કરી ચક્ર વેંધિને પેઠા.

...સંતો રે. ૧૧

શ્વાસ ચઢ્યો શ્વાસ ઉતર્યો, એવા ભાનથી જો રહેતા;
તો ધ્યાન સમે ક્યાં વસો તમે? જેથી ઉર એવું લહેતા.

...સંતો રે. ૧૨

એ સમજ સાર સમજી ખરો ધ્યાની ધ્યાન પછી ધરજો;
જ્ઞાન યુક્ત ઉપાસના અનુભવ સિદ્ધ કરજો.

...સંતો રે. ૧૩

નાદ સુણો પ્રાણ પ્રેરતા જ્યોત જુએ તે આપ;
આપના આપમાં સૌ શમે, જે જે તત્ત્વો છે વ્યાપ.

...સંતો રે. ૧૪

**બાલકૃષ્ણ** નિજ રૂપની - સમજણમાં સમાતા;
તો સકલ તત્ત્વો સમેટીને, અંશ અંશીમાં જાતા.

...સંતો રે. ૧૫





## પદ ૧

(રાગ - બિહાગ)

સંશય સૌ દૂર થાય, સ્વરૂપે શમી, સંશય સૌ દૂર થાય.
ઉર્ધ્વ ગતિએ ગતવાય, સ્વરૂપે શમી, સંશય સૌ દૂર થાય.—ટેક.

ધન્ય બુદ્ધિ ધન્ય પ્રશ્ન વિવેકી, તુળજારામ ભટ્ટભાઈ;
સરસવણીમાં સરસ નિવડીયા, સુણો ઉત્તર સુખદાઈ.
...સ્વરૂપે. ૧

ત્રિપદ જીવ ઈશ્વર ને માયા, અનુક્રમે ઉપજાય;
વટ બીજકથી વૃક્ષ વિસ્તારે, તેમ ત્રિપદ કહેવાય.
...સ્વરૂપે. ૨

વૈરાટ દેહના સાક્ષી ઈશ્વર, માયા જે દૃશ્ય દેખાય;
જીવ ભોગી માયાનો ત્યારે, વિષયાનંદ ભુક્તાય.
...સ્વરૂપે. ૩

કેવલ કર્તાની સજાણ વૃત્તિ તે, અદ્વૈત બ્રહ્મ લખાય;
ઈંડ ને પિંડમાં અંશ અંશીના, પૃથક્ પૃથક્ કહેવાય.
...સ્વરૂપે. ૪

અંતઃકરણ તે જીવનું કારણ, ક્રિયા ચતુર વિધિ થાય;
દેહને ઈંદ્રિ ભિન્ન નહિ તેમ, અંતઃકરણ જીવ ન્યાય.
...સ્વરૂપે. ૫

ઉભય મુખી અંતઃકરણ છે, અધો પુનઃ ઉર્ધ્વાય;
અધોમુખી આ તરફનું કારણ, ઉર્ધ્વ તે ઉર્ધ્વમુખ થાય.
...સ્વરૂપે. ૬

મન વડે સંકલ્પ થાય છે, બુદ્ધિયે વિવેક કરાય;
ચિત્તવૃત્તિ તે પદને ચિનવા, અહંકાર હોય તો ટકાય.
...સ્વરૂપે. ૭



ઉપાસ્ય પદની ઉપાસનામાં, એ સાધન રૂપ સદાય;
સૌ સાધન તે સ્વરૂપે શમતાં, સ્વયં શેષ રહાય.
...સ્વરૂપે. ૮

અંશી અંશ વિના સૌ માયિક, અનેક ભવ ગણનાય;
જીવ ઈશ્વર ને માયા ટળતાં, સ્વરૂપે સ્વરૂપ મેલાય.
...સ્વરૂપે. ૯

સંશયથી નિઃસંશય રહેવા, સોહમ્ ધુન મચાય;
**બાલકૃષ્ણ** કેવલ સદ્ય પદમાં, સોહમ્ ધુન સમાય.
...સ્વરૂપે. ૧૦

## પદ ૨

ભક્તિએ કોણ જોડાય પ્રભુ તારી, ભક્તિએ કોણ જોડાય;
જો ભક્તિથી ભક્ત પિડાય,
તો પ્રભુ તારી ભક્તિએ કોણ જોડાય.–ટેક.

ભક્તિ આચરતાં ભય બહુ આવે, દુર્બળ દોષ કમાય;
નંદને લીલા સાધુને પીડા એવું આ જગતે જણાય. પ્ર. ૧

સંસારનું સુખ સુત વિત્તદારા, સાધન રૂપ કહેવાય;
નિવાસ ભૂમિએ અવાસ હોય તો, સુખે સ્મરણ તારૂં થાય. પ્ર. ૨

સાધકનું એ સાધન જાતાં, તન મન દુઃખમાં દબાય;
ખટ ઉરમી પર ખેલ કાયાનો, તે કેમ કરી ભજવાય. પ્ર. ૩

આધીન જનને આધાર તારો, ભક્ત માળ જનો ગાય;
મગર માર્યો ગજને તાર્યો, સવરીનું ઉચિષ્ટ ખાય. પ્ર. ૪

દાવાનળનું પાન કર્યું પ્રભુ, તારી ગુણકા કાય;
પ્રહલાદ માટે પિતાને માર્યો, એવી છે પ્રબળ કળાય. પ્ર. ૫





શેંના માટે શેંના પદ લીધું, વિદુર ઘેર નિત્ય જાય;
શલ્યા તણી બની સહેજે અહલ્યા, એવો ચરણ મહિમાય. પ્ર. ૬

સગુણ તણું સુખ સર્વ ઈચ્છે છે, નિર્ગુણ નહિ દર્શાય;
નિર્ગુણ કે વળી સગુણ બનીને, ઉભયે ધર્મ સોભાવ્ય. પ્ર. ૭

સુદામાને સુખ આપ્યું તે જાણી, ભક્તિએ મન લલચાય;
વળી હરિશ્ચંદ્રાદિ દુઃખ દેખી, ભક્તિનું ભાન ભુલાય. પ્ર. ૮

તેં કોઈને ઉગાર્યાં કોઈને માર્યાં, કોઈ ફુલ્યાં કરમાય;
પણ તુજ સાથે પ્રતિકુળ વર્તે, તેતો અંતે હરાય. પ્ર. ૯

સંકટ હરવા સ્મરણ તારૂં, કરવાને સૌ ચહાય;
કરૂણાસિંધુ જો કોપ કરૂતો, ધીરજ નહિ ધરાય. પ્ર. ૧૦

મૂક્તાફળ ફોગટીયાં ફટકે, સહે નહિ પણ ઘાય;
કઠીન કસોટી કદપી ન કરશો, રંગ પતંગ ધોવાય. પ્ર. ૧૧

નાશ વસ્તુની નાસ્તિ થાય તે, કર્મનો દોષ ગણાય;
**બાલકૃષ્ણ** અવિનાશીના સુખની, સૌને ન હોય તમાય. પ્ર. ૧૨

## પદ ૧

(રાગ - અવિનાશી પદ)

ભય તો ભાગ્યો મસ્ત મનથી સંતોભાઈ,
ભય તો ભાગ્યો મસ્ત મનથી;
હું ન્યારો છું અનેક વિઘનથી સંતોભાઈ,
ભય તો ભાગ્યો અહાવા મનથી. ટેક.

જહદા જહદ શુદ્ધ લક્ષણા લઈને, આપનું આપ જોયું તનથી;
નિકટથી નિકટને પ્રગટ હું પોતે, વળી દુર અખીલ ભુવનથી.
...સંતોભાઈ. ૧





આ પિંડથી હું ન્યારો ઈંડ થકી ન્યારો,
ન્યારો હું તત્ત્વ ઉત્પન્નથી;
અજરામર અવિનાશી હું દ્રષ્ટા, ન્યારો છું વ્યાપ ચૈતન્યથી.
...સંતોભાઈ. ૨

પૃથ્વી ના દાટે જલ ન જંપાવે, બળુ નહિ કદપી અગનથી;
શસ્ત્ર ન છેદે વિષ નવ ભેદે, ન્યારો હું વાત ગગનથી.
...સંતોભાઈ. ૩

મંત્ર ન લાગે તંત્ર ન લાગે, ન્યારો હું આવા ગમનથી;
ટાળ્યો ન ટળતો વાળ્યો ન વળતો, થાતો ન દ્રશ્ય દ્રગનથી.
...સંતોભાઈ. ૪

ખાજ ન ખાતો પય નહિ પાતો, ચમકુ ન વિદ્યુત ઘનથી;
પશુ પક્ષી કે પ્રેત ન પીડે, ડરૂ નહિ દેવ યવનથી.
...સંતોભાઈ. ૫

ત્રિવિધી તાપ ષટ્ ઉર્મિથી ન્યારો, પ્રકૃતિ પુરૂષ નિરંજનથી;
કાળ તણો કાળ સોહમ્ અંશ, ન્યારો પ્રણવ ધુંન શૂન્યથી.
...સંતોભાઈ. ૬

દ્રોહથી ન્યારો મોહથી ન્યારો, ન્યારો હું અષ્ટાવરણથી;
અધો ઉર્ધ્વ અનુમાનથી ન્યારો, શ્વાસો શ્વાસ રમણથી.
...સંતોભાઈ. ૭

સ્વયં પ્રકાશ કૈવલ અંશઃ ન્યારો હું સર્વ સદનથી;
હું થકી ન્યારો તું થકી ન્યારો, ન્યારો છું ગુણ નિર્ગુણથી.
...સંતોભાઈ. ૮

કલ્પીત કર્મ ઉપાસના છૂટે, ઉપાસ્ય માંહી શમનથી;
**બાલકૃષ્ણ** નિર્ભય મન ફરતું, મસ્ત ગુરૂના ચરણથી.
...સંતોભાઈ. ૯



## પદ ૨

પરમ વિવેકી થાઓ હો સંતો, પરમ વિવેકી થાઓ;
તાતે આવા ગમન મિટાવો હો સંતો, પરમ...ટેક.

તપ તિર્થોદક વ્રતમાં વરૂંધી, રખેકો મનથી ધરાઓ;
વિશેષની અપેક્ષા રે રાખી, ગુરૂગમે સુરતા લોભાઓ.
...હો સંતો. ૧

પરમ વિવેક છે પરમગુરુનો, સોઈ ચરણે લપટાઓ;
સદ્‌ગુરુ કેરા વચને રહો તો, પરમ કૈવલ પદ પાવો.
...હો સંતો. ૨

ગુરૂપે ભાગ ત્યાગ કરી જડનો, ચૈતન્ય વ્યાપ લખાવો;
સપ્રણવ શક્તિ ચૈતન્યને જાણો, એ પ્રકૃતિ કેરો પ્રભાવો.
...હો સંતો. ૩

ખટ ચક્રો કમળ દળ નાડી, રોમ રગ સહિત વિસ્તાવો;
ચૈતન્ય શક્તિથી ચાલે છે તેનો, સાક્ષી તે આત્મા દ્રઢાવો.
...હો સંતો. ૪

આત્મ લખી પરમાત્મ પેખી, આપો હંગ મિલાવો;
અંશી પદમાં અંશ ભળે તો, પરમ વિવેકી કહાવો.
...હો સંતો. ૫

નિગમ શાસ્ત્રના શબ્દોનો સાર, શબ્દાતીત્ સરાવો;
કહે બાલકૃષ્ણ એ વિવેક વિના તો, ઉત ઈત્‌નો અફળાવો.
...હો સંતો. ૬





## પદ ૩

લેવો આત્મ લક્ષ મોટો સંતોભાઈ, લેવો આત્મ લક્ષ મોટો;
તાતે અવર ઉપાસ્ય મત છોટો સંતોભાઈ...લેવો આત્મ. ટેક.

અલખ આત્મ લક્ષ લેવો પ્રત્યક્ષ સદ્ગુરૂ સાધત ચોટો;
સોઈ સાધન સાધક નહિ પાવે, તો શાના સાધક ગુરૂ જોટો.
...સંતોભાઈ. ૧

દંભી આડંબર જગમાં જણાવે, તેવા બહુ નહિ ટોટો;
તિલક વિભૂતિએ તન શોભાવે, મિથ્યા એ જલ પરપોટો.
...સંતોભાઈ. ૨

ગાવે ઘણું ગવરાવે જ્ઞાતા, દર્શને કાઢે છે દોટો;
આત્મ સ્વરૂપી ધ્યાનના દ્રોહી, પૂંજે શરીર કેરો ફોટો.
...સંતોભાઈ. ૩

દેખા દેખી કે સૂણી શીખાઈ, અંતરે વાળ્યો છે ગોટો;
દાવ હારેલો જીતી લેવાને, જઈ ગુરૂ ચરણોમાં લોટો.
...સંતોભાઈ. ૪

ગુરુપદ કમળ સુગંધ સોહાગી, આવે અનુભવ ઓટો;
આપનું આપ ઓળખાયું રે જેને, તેને આત્મ લક્ષ મોટો.
...સંતોભાઈ. ૫

સદાકાળ સદ્ય અજર ખુમારી, અંશ સ્વરૂપે બોટો;
**બાલકૃષ્ણ** તવ અંશીમાં શમશો, લઈ ગુરૂ જ્ઞાનનો સોટો.
...સંતોભાઈ. ૬







## પદ ૪

જેને છે ગુરૂપદ સેવા સંતોભાઈ, જેને છે ગુરૂપદ સેવા;
તેને તો ગુરૂ દેવ દેવા સંતોભાઈ, જેને ...ટેક.

ધ્યાનનું મૂળ છે ગુરૂનીરે મૂર્તિ, વેદે સો વચન કહેવા;
પરમ ખોજ ચૈતન્ય ગતિવંતા, તે ગુરૂ તો બ્રહ્મ જેવા. સંતો ૧

એવા ગુરૂને શરણે રે જઈયે, ચરણ શરણ સુખ લેવા;
પદપંકજનો મહિમા રે મોટો, કોટી તિર્થોદક જેવા. સંતો ૨

સમર્થ ગુરૂની સન્મૂખતાયે, તન મનથી શુદ્ધ રહેવા;
વદન કમળપર મન લોભાવો, શબ્દ સુગંધી લેવા. સંતો ૩

કામ ક્રોધ હ્રદયે કેમ આવે, પી ચરણામૃત મેવા;
માયા મોહ વ્યાપે નહિ તેને, જાણજે સદ્ગુરૂ ભેવા. સંતો ૪

જે નયણે ગુરૂ સ્વરૂપ નિહાળે, તે ચક્ષુ ન ચળેવા;
**બાલકૃષ્ણ** ગુરૂસુ વૃત પાળો, નિગમ અગમ ગમ ગ્રહેવા. સંતો ૫

## પદ ૧

આ જગમાં મેં જોયું તપાસી, તો ગુરૂ વિના નહિ બેલી;
સગાં સહોદર પ્રીય ઘણેરાં, પણ મુકશે ઠેલી. આ જગમાં. ...ટેક.

શુભાશુભ કર્મે બંધાઈ, પુંજી કરી બહુ ભેળી;
હુન્નર કળા જો શીખી શીખાવે, ઉદર ભરણ એ ખેલી.
...આ જગમાં. ૧

વિવિધ વિદ્યા વ્યાકરણ પઢીયા, કીર્તિ જગમાં ફેલી;
પણ ગુરૂ ગમની રહી અજાણી, નહિ સમજ એ સહેલી.
...આ જગમાં. ૨





નિર્ગુણના સગુણ અવતારને, ગુરૂની ગરજ પડેલી;
નારદને ગુરૂ ઢીંમર મલ્યા તો, લખ ચોરાસી ટળેલી.
...આ જગમાં. ૩

જનક કસોટી સહી સુખદેવે, બ્રહ્મ વિદ્યા ભણેલી;
છતે દેહ વિદેહી લક્ષણા, અષ્ટાવક્રે આપેલી.
...આ જગમાં. ૪

ચતુર વિધિના ગુરૂ તપાસી, પકડો સદ્ગુરૂ શૈલી;
પરોક્ષ ગુરૂને દેવ ગુરૂની, વૃત્તિ ઈત્ અટકેલી.
...આ જગમાં. ૫

જહદા જહદ્ લક્ષણા લેવા, સદ્ગુરૂની ગમ પહેલી;
અજહદ્ જહદા ટાળે લક્ષણા, પ્રણવ ઘોષ સંકેલી.
...આ જગમાં. ૬

સ્વયં પ્રકાશક આત્મ અર્કની, કિરણો અનંત ખીલેલી,
સદ્ગુરૂ એવો લક્ષ લખાવે, અનુભવ અમીરસ રેલી.
...આ જગમાં. ૭

ઉત્પન્ન સ્થિતિ લયની કથની, વૈદીક ગુરૂએ વદેલી;
પણ ઉત્પન્ન કર્તાની ગમતો, પરમગુરૂમાં રહેલી.
...આ જગમાં. ૮

કોહમ્ કો કર્તા ઉભયેની, પરમગુરૂએ નિર્ણેલી;
સચ્ચિદાનંદ બ્રહ્મથી ન્યારી, શાન સમજ શમેલી.
...આ જગમાં. ૯

અપરીમિત પદ પરમગુરૂનું, શ્રીમત્ કુવેર શિખ છેલી;
સંશય રૂપી સાગર તારક, **બાલકૃષ્ણના** બેલી.
...આ જગમાં. ૧૦



## પદ ૨

આ વિશ્વ બગીચો કોણ કરતા, કળી કળીએ રૂપ રંગ રસ ભરતા;
એ તત્વ વિવેકે જોયું જાગી, જોયા વિશ્વબાગથી ભિન્ન છે બાગી.
જોયા વિશ્વબાગથી ભિન્ન છે બાગી,
ત્યારે ભ્રાન્તિ સૌ મનની ભાગી. ૧

આ અકળકળા શી કરી જગની, જોડી પ્રકૃતિ પુરૂષ વિષય લગની;
પણ પોતે નહિ વિષય ગ્રહાગી, જોયા વિશ્વ બાગથી. ૨

જેમ ફુલને ગંધ બેઉ વિજાતી, વળી ગંધ ગ્રાહક નહિ તે જાતિ;
તેમ વસ્તુ ચૈતન્ય જડથી આઘી, જોયા વિશ્વ બાગથી. ૩

જેમ ભાસથી ભિન્ન ભાસ્કર ભાસ, વળી નૃપસત્તા નૃપ પ્રકાશે;
તેમ પરબ્રહ્મથી બ્રહ્મ રહ્યો જાગી, જોયા વિશ્વ બાગથી. ૪

આ હિરણ્ય ગર્ભે દીસતાં હરીયાં,
અણુ આદ્યૈ ચૈતન્ય મય જડ કરીયાં;
સો પ્રણવ પાણીથી રહ્યાં જાગી, જોયા વિશ્વ બાગથી. ૫

જેમ દીર્ઘ લઘુ વૃક્ષ બીજ તણો, ઉદયે કરતા જલ જીવન ગણો;
પણ, જલ પ્રેરક જુદો બાગી, જોયા વિશ્વ બાગથી. ૬

જેમ, પ્રજાપતિ ઘાટ બહુધા ઘડે,
ઘાટનો ઘડનાર નહિ ઘાટમાં જડે;
વસે પિંડ ભાન્ડનાં તત્વો ત્યાગી, જોયા વિશ્વ બાગથી. ૭

સગુણ વાદ્ય નિર્ગુણ નભ પોલ, ચાલે શબ્દ બ્રહ્મ શ્વાસા ગોલ;
જેમ સ્વર સંગીતથી તીત્ રાગી, જોયા વિશ્વ બાગથી. ૮

સચ્ચિદાનંદ બ્રહ્મ રહ્યો વ્યાપી, પયમાં ઘૃત વત્ ઉપમા આપી;
પણ કામદુર્ગા હોય તો પય ઘી, જોયા વિશ્વ બાગથી. ૯



સદ્ બીજક ચીદ્ પુરૂષ અંકૂર, આનંદ પ્રકૃતિ બીજકનું મૂળ;
હરિઃ પ્રકૃતિ પુરૂષ બ્રહ્મથી ત્યાગી, જોયા વિશ્વ બાગથી. ૧૦

સાક્ષી શૂન્ય શિખરે વિરાજે, આ શરીર સરોદો નિત્ય વાજે;
જેમ વાજંત્રીએ વાદ્ય રહ્યું વાગી, જોયા વિશ્વ બાગથી. ૧૧

ત્યાં નીજ વૃત્તિ નિશ્ચલ થાતી, ૐકાર સોહમ્‌ની ધૂન ગાતી;
થઈ સ્વયં સ્વરૂપે સોહાગી, જોયા વિશ્વ બાગથી. ૧૨

જેમ પિંડને ઈંડમાં લઘુ દીર્ઘતા, તેમ અંશ અંશીમાં ન્યુન મહત્તા;
છે વસ્તુથી વસ્તુ આઘી, જોયા વિશ્વ બાગથી. ૧૩

ગુરૂ શ્રીમંત કુવેર તે વિત વેત્તા, નરવેદ સિંધુ ગુહ્ય ગમ કહેતા;
સુણે **બાલકૃષ્ણ** જન અનુરાગી, જોયા વિશ્વ બાગથી. ૧૪

## પદ 3

મારો મનવો મોહ્યો છે ગુરૂના રૂપને,
જુટ્ટો જાણીને આ ભવ કૂપને... મારો મનવો....ટેક.

દિવ્ય સુખ દાતા ગુરૂનો દેદાર દર્શિરે;
ઈચ્છે નહિ અન્ય રસ કે તૂપને. મારો મનવો. ૧

વચન વિલોકી મનવો નિર્વાદી રહીને રે,
શ્રેષ્ઠ ગણે છે રહેવું ચૂપને. મારો મનવો. ૨

વિશ્વ વિનોદી વાતો ઉચરે અભાવે રે,
અનુભવે લાગુ જે અનુપને. મારો મનવો. ૩

ગુરૂના સહવાસે મનવો શાન્ત ગુણ સેવી રે,
ગણે નહિ ત્રિવિધના ધુપને. મારો મનવો. ૪

શૂન્ય શિખરનો વાસી હંસ સરીખો રે;
ડગે નહિ મિનવત્ જોઈ સ્વપ્નને. મારો મનવો. ૫



શ્રીમત્ કુવેર ગુરૂનો મહિમા વિલોકી રે;
શોધે છે સત્યેશ સ્વરૂપને. મારો મનવો. ૬

જ્ઞાન સ્વરૂપી સોટો ગુરૂજીનો વાગે રે;
**બાલકૃષ્ણ** હું રંક ભૂપને. મારો મનવો. ૭

## પદ ૧

(રાગ - રવેણી)

સકૃત પતિનું સામર્થ્ય ઘણું, અનંત જ્યોત રહી છે અણું અણું;
ભવ ઉપજણનો સંકલ્પ કરી, શૂન્યમાં સઘળે બ્રહ્મ ગતિ ભરી. ૧

શૂન્ય સચેતન બ્રહ્મમય થયું, પ્રથમ અંશ અક્ષર નિર્મયું;
ઉપજણમાં અક્ષર અનાદિ, સકૃત પતિયે કીયો સનાદી. ૨

અક્ષરાતીતથી અક્ષર થયા, શૂન્ય મંડલના સાક્ષી ભયા;
આદ્ય જ્યોત પરમાત્મ કહીયા, સહસ્ત્ર દલ અનહદ બીચ રહીયા. ૩

પરમાત્મ પ્રતિબિંબ નિરંજન, નિરંજનથી ૐકાર અન્યો અન્ય;
શબ્દાકાશે સ્થાપન કર્યા, પુરૂષ થઈ શુદ્ધ શક્તિ વર્યા. ૪

ૐકાર રૂપી જ્યોત જગાઈ, અકાર મકાર પર્યંત વિસ્તાઈ;
બીન બત્તિ બીન તેલે બળે, પવન પ્રવાહે તે નવ ટળે. ૫

ત્યાર પછી માયા ગુણ દેવા, તત્વ સંબંધે તનુ નિર્મેવા;
આદ્ય જ્યોત એ ભવ બીજ સારા, ભવ ઉત્પન્નનું મૂળ મકારા. ૬

બીજ અંકુરમાં સૌ બ્રહ્માંડા, હિરણ્ય ગર્ભ સહીત નવ ખંડા;
તેનું પ્રતિબિંબ ઘટ ઘટ પડહી, સકલ સમૃદ્ધિ સમ સરભરહી. ૭

નાભી હૃદય રંધ્ર સ્થાના, ત્રણે સ્થળના ઈષ્ટ નિંદાના;
જ્યોત બિંબ ૐકાર જ્યોત ઘટમાં, પ્રગટે કેવલ અંશ તન પટમાં. ૮



બીજમાં વૃક્ષ વૃક્ષે બીજ ભરીયાં, પ્રાણ પાણીયે પેઢ ઉછરીયાં;
સચ્ચિદાનંદ પ્રૌઢ પ્રસાર્યાં, જીવ ઈશ્વર માયા વિસ્તાર્યાં. ૯

તંતે તંતથી જગ ઉપજાવે, અંતે બીજક માંહી સમાવે;
બીજ થકી તો અંશ છે ન્યારા, અંશીપદ તો અપરમપારા. ૧૦

અંશીપદ કૈવલપતિ સોઈ, વાકે અંશ અકળ તન ઓઈ;
અંશઅંશીનું નવ લહેનાતું, બીજ ઉપજણમાં ભવ ભ્રમાતું. ૧૧

જે જે તંતની આરત કરે, તે પદ મુક્તિ સુરતા વરે;
અંશ અંશીનો જ્યાં નહિ છંદ, ફોગટ કહીયે સર્વે ફંદ. ૧૨

કહે અખંડને પૂંજે ખંડ, શાના સંત એ તો પાખંડ;
કોઈ નાભી કોઈ હૃદયે શોધે, કોઈ રંધ્રમાં પ્રણવ રોધે. ૧૩

કોઈ નિકળતો શ્વાસા નિરખે, તત્ત્વવેત્તા થઈ તત્ત્વો પરખે;
કોઈ ૐકાર શિવોહમ્ અસ્મિ, રાખી જીવ બુધ ગણ જપતા તસ્મિ. ૧૪

કોઈ વ્યાપક અહંબ્રહ્મસમ શમતા, અંશીઅંશ વિના કરે મમતા;
શ્રવણ ખુબીયે શબ્દ પકડીયા; શબ્દ જાળમાં અદબદ પડીયા. ૧૫

ત્યજી અંશનો કૈવલ તંત, આદ્ય અંત એ સત્ય સતંત;
ઉભયેની ઐક્યતા નવ કરે, મિથ્યા વાદી થઈને મરે. ૧૬

બ્રહ્મા વિષ્ણુ શંકર જ્યોત, સત્ય કૈવલથી થયા ઉદ્યોત;
બીજ જ્યોતના દ્રષ્ટા અંશ, સત્ય કૈવલની છે એ વંશ. ૧૭

ઘટમાં ઝળકે અંશ સજાણ, અંશ વિના તો સૌની હાણ્ય;
અંશ તણું મૂળ કૈવલ ધામ, તંતુ અંતે એ વિશ્રામ. ૧૮

સત્ય કૈવલ સર્વોપરી લક્ષ્ય, બાકીના દ્વિતિતર પક્ષ;
કરુણાસાગર શ્રીમત્ કુવેર, **બાલકૃષ્ણ**ને કથ્યો નવેર. ૧૯





(સાખી)

ઉત ઈતમાં અટકો નહિ, જે જેમ તે તેમ પ્રિછ;
સંશયને સંહારવા, ગુરુ નારાયણ ઈચ્છ. ૧
તંતે તંત મિલાવતા, સમર્થ શ્રીમત્ કુવેર;
અંશ વૃત્તિ હલમલ રહી, **બાલકૃષ્ણ** સોહેર. ૨

## પદ ૧

(રાગ - સારંગ)
(સાખી)

સારંગ રાગ સોહમણો, સૌ ઘટ ઘટમાં સોઈ;
વાકો બજાવંત પરખી લે, પુરણ પંડિત ઓઈ. ૧

પંડિત પુરાણી શું લહે, નિગમ અગમની વાત;
અહંબ્રહ્મ વચને અટકતા, ના લહે કૈવલ સાક્ષાત્. ૨

પિંડ ને બ્રહ્માંડ છે, એકતારે સૌ કોઈ;
સોહમ્ સરોદા બાજતા, આત્મ હરિથી સોઈ. ૩
ક્યાં વસે ક્યાં વસે ક્યાં વસે, મારા તનમાં ત્રિકમજી ક્યાં વસે?

જ્યારે જોઉં ત્યાં નજરે ન આવે;
જોયા વિના તો આ પ્રાણ જશે. ...મારા તનમાં. ૧

વિરહ વહની બહુ બાળે છે તનમાં;
અરે પ્રભુ શાન્તિ ક્યારે થશે? ...મારા તનમાં. ૨

ચતુર ધામ ઘાટ ત્રણે તપાસ્યા;
વળી અન્ય તીર્થે ન થયા નિશ્ચે. ...મારા તનમાં. ૩

અધો અર્ધ ગોકુળ મથુરાં રે જોયું;
શું ઉર્ધ્વ વૃંદાવને ભેટશે. ...મારા તનમાં. ૪





ઈષ્ટ ત્યજી અન્ય દેવ યજુંતો;
શુદ્ધ સતી પતિવૃત ભાગશે. ...મારા તનમાં. ૫

ચૈતન્ય પિયુ સાટે જડને નમું તો;
વણ વિવેકી મને જાણશે. ...મારા તનમાં. ૬

બહિર ભાવનાઓ બોહોરૂં કરૂં તો;
પ્રાણ જીવન પ્રભુ દુભશે. ...મારા તનમાં. ૭

ચંદ્ર ત્રાટક ત્યજી ખદ્યોત જોતાં;
ચકોર અમૃત કેમ પામશે. ...મારા તનમાં. ૮

જલ વિયોગી મીન પય ભલે પાવે;
પણ વણ માર્યું તલખીને મરશે. ...મારા તનમાં. ૯

ગુરૂ પદ શ્રી કરૂણા નિધિ ગાવતાં;
**બાલકૃષ્ણ** નીજ હૃદયે હર્ષશે. ...મારા તનમાં. ૧૦

## પદ ૧

(રાગ - રામગ્રી પ્રભાત)

સંત વચન સત્ય માનજો, લેશ લવરી ન જાણો;
આવરણને આડું કરી, મત મુમત ન તાણો. સંત....ટેક.

સંત ગતિમાં બહુ સાર છે, તંતે તંતની જણાવે;
મિથ્યાને મિથ્યા કહી, આત્મ રહેણી ભણાવે. સંત. ૧

આત્મ રહેણીના રે અનુભવી, આવરણ કદપી ન ગાવે;
પરમારથ બોધ આપતાં, પહેલું મનથી છોડાવે. સંત. ૨

સંતનું ચરણ સુખ શાન્તિએ, ભ્રાન્તિમાં ભવ ભાળો;
ઉંચ નીચની આંટી પડી, સંત સમક્ષે ટાળો. સંત. ૩



સાક્ષાત સાંન છે સંતની, પળમાં પલટે આવેશા;
લોહ પારસથી નિવડે, દેખો દ્રષ્ટાંત એસા. સંત. ૪

સુપત ને શંકરાચાર્યનો, લેખ જુઓને તપાસી;
વરણ આવ્રણ ટળ્યું ભંગીનું, થયા શાન્ત સંન્યાસી. સંત. ૫

વૈકુંઠવાસી મુનિ નારદ, તેનો યોગ તપાસો;
કોણ ગતિએ નીજમય થયા, જાણી સુખીયારે થાશો. સંત. ૬

પ્રભુસુ મેળાપક નિત્યનો, તોએ ગતિ નવ પામ્યા;
સંત ઢીંમરની શીખથી, લક્ષ ચોરાસી વામ્યા. સંત. ૭

પારધિ હતો એક પાપીયો, લીધું સંતનું ઓથું;
નૃપના ભયથી એ છુટીયો, પામ્યો પદ અંતે ચોથું. સંત. ૮

વાલ્મિકને સંત ભેટીયા, નવો જન્મ ધરાવ્યો;
પૂર્વનું ભાન સૌ ભુલીને, ઋષિ પંક્તિમાં આવ્યો. સંત. ૯

સિદ્ધાન્ત અંતમાં એ કહું, થાઓ સંત સોહાગી;
બાલકૃષ્ણ સાચા સંતનો, દલપત અનુરાગી. સંત. ૧૦

## પદ ૨

ભક્તિ કરો શુદ્ધ શાનથી, રખે ભ્રમે ભ્રમાતા;
ચૈતન્ય સ્વરૂપ છે આપનું, જો જો જડે જડાતા. ટેક.

અનેક પંથો છે આ જગતમાં, સગુણ નિર્ગુણ લહેતા;
એ દોનું મતના દાખલા, વેદ શાસ્ત્રોજ કહેતા. ભક્તિ. ૧

કોઈક અહંબ્રહ્મ ઉચરી, પછી પ્રતિમાઓ સેવે;
કહે કાંઈ ને કંઈ આથડે, અધવચ અહંમેવે. ભક્તિ. ૨

કહેવું તેવું કરવું નથી, આત્મ જ્યોત મુઝાવી;
દીપક જ્યોત અજવાળતા, પછી મુકે બુઝાવી. ભક્તિ. ૩

વળી પરોક્ષે પચતા બહુ, પુરે પાટ ઈક્ષુતે;
આકૃતિ કરીને અંગની, પૂજાવી છે દિક્ષુતે. ભક્તિ. ૪

કોઈક જાણી નામ ધામનું, અક્ષરાતીત કહે છે;
સગુણી લીલા કરે કૃષ્ણની, સખી ભાવમાં રહે છે. ભક્તિ. ૫

એમ આપનું આપ ભૂલ્યા ભમે, તપ તીર્થોએ ફરતા;
શુદ્ધ ચૈતન્યએ શોધવા, કર્મકાન્ડ બહુ કરતા. ભક્તિ. ૬

કોઈક ભેખ બીજા ધરે, પણ વૃત્તિ ન પલટે;
વાસના વળગી છે વિશ્વમાં, રહી વર્તમાન ઉલટે. ભક્તિ. ૭

સમજુપુરૂષને શાન છે, જેવો છે તેવો જો જો;
પાખંડમાં પચતા નહિ, અખંડ પર મોહોજો. ભક્તિ. ૮

આ એક થકી સર્વ ઉપજ્યાં, વિલાઈ જાશે તે સર્વ;
**બાલકૃષ્ણ** સત્ય સેવજો, ત્યજી તનમન ગર્વ. ભક્તિ. ૯

## પદ ૩

જડબુદ્ધિ જીવડા તેં શું કરી, જોયા નહિ અવિનાશી;
તું તો હરિ કેરો અંશ છું, શું થયો સ્થૂલ વાસી. ટેક.

પંચ તત્ત્વ ત્રણ ગુણને, કોષ પંચ કહાવે;
કામાદિક મન ઈંદ્રિયો, જાગ્રત આત્મથી થાવે. જડબુદ્ધિ. ૧

રોમ રોમ ચૈતન્ય ચરવર્યું, પુની પ્રણવ પ્રસારા;
શબ્દ ઉચ્ચરો ચો વાણીએ, તે તો તુજથી ઉચ્ચારા. જડબુદ્ધિ. ૨

સચેત થયાં સર્વે તુજથી, તેમાં રહ્યો શું મોહાઈ?
વિષયોના વિનોદમાં, તારી કુબુદ્ધિ કુટાઈ. જડબુદ્ધિ. ૩

માયાના રસને માણીયો, તેથી આવરણ આડું;
તિમિર અંધારીએ આથડ્યો, ધારી હું પદ ઘાડું. જડબુદ્ધિ. ૪

જેમ વિનોદી વિત્તને જુઓ, તેમ જુઓને મોરારી;
કેવા હરિનો અંશ હું રે, ધારી બ્રહ્મ ખુમારી. જડબુદ્ધિ. ૫

આપનું આપ તપાસતાં, પરમાત્મા રે પાશો;
**બાલકૃષ્ણ** ગુરુને ગ્રહો, નહિ તો જડમાં જડાશો. જડબુદ્ધિ. ૬

## પદ ૧

(રાગ - મહીડાં પ્રભાત)

આનંદનો પ્રભાત ભયો છે જીવ જોને જાગી;
સચેત સંત મરઘલીયા, બોલે શબ્દ અનુરાગી...ટેક.

અજ્ઞાન રાતલડીમાં સુતો, ગુરુવચને જાગો;
સચેત થઈને સાંભળ રૂડા, પ્રભાતી રાગો. આનંદનો. ૧

આત્મ અર્ક પ્રકાશ્યો આજે, ખીલી કિરણો કોટી;
મુક આળસ જો અનુભવ આંખે, રાત ગઈ મોટી. આનંદનો. ૨

આ મહેલ્લાના મંદિર માંહી, દર્શને જાને;
નિજાનંદને નયણે નિરખી, કૃતાર્થિ થાને. આનંદનો. ૩

અનહદ વાજાં આગળ વાગે, જ્યોત અતિ ઝળકે;
તત્વાતિત્‌થી તત્વ સકલમાં, ચૈતન્ય બ્રહ્મ ચળકે. આનંદનો. ૪

ૐકાર વૃત્તિ આપે પ્રસારી, ભોગ આપે ધરતા;
અનંત મુખે અંશ સ્વરૂપે, અંગીકૃત કરતા. આનંદનો. ૫

સોહમ્ વૃત્તિએ આ સૌ જુઠું, કર્તા તે હરતા;
તે સર્વેશ્વર સ્વામી કૈવલ, **બાલકૃષ્ણ** વરતા. આનંદનો. ૬



## પદ ૨

સંત કૃપાથી સુકૃત્ય જાગ્યું, ભાગી સર્વે ભ્રાન્ત;
અજર લાભ અચાનક મલીયો, હતી અંતરે ખાંત...ટેક.

જપ તપ કરતા વને વિચરતા, દમતા ઈંદ્રિ દશ;
એવા યોગેશ્વર દુર્લભ માને, તે હરિ તો મારે વશ.
સંત. ૧

કરુણાસાગર લહેરી ઉલટથી, અઢળક ઢળીયા આજ;
સર્વ સિદ્ધાન્તનો સાર જણાવ્યો, રિઝ્યા શ્રી મહારાજ.
સંત. ૨

વેદનો ભેદ સર્વે સુણાવ્યો, સુક્ષ્મ ગતિયે સરાય;
સુરત નુરતના ધ્યાનાકારે, આપ પતિ હેરાય.
સંત. ૩

કર્મ કાન્ડ સંધ્યા ગાયત્રી, વેદ શ્રુતિ જે ભણાય;
સત્ય સ્વરૂપે અંગીકૃત થાતાં, સર્વે શમ્ રહાય.
સંત. ૪

મર્મ લહ્યો મેં શ્રમ વિનાથી, ભ્રમ થયો છે ત્યાગ;
નથી કમતી મારે રહી હવે, **બાલકૃષ્ણ** જો જાગ્ય.
સંત. ૫





## પદ ૧

(રાગ - ગોરસ મહીડાં)

ગોરસ ગુમવા આવો ગોવાળો, આવો-વાટ જોઉ વનમાળી;
સુરત રાધકા સાદ કરે છે, ઉઠોને આળસ ટાળી....ટેક.

ઈંદ્રિ ઈશક રસ ગોરસ ભાગો, પ્રેમ અમૃત શું ધારી;
આજ દિન વિતતાં ગોરસ બગડે, માટે લેવું વિત્ત કાડી.

ગોરસ. ૧

અનુભવ ખોજનો અગમ રવૈયો, ગમ ગોરીમાં ઘાલી.
આપના જાપનો બંધ બાંધીને નિવૃત્ત ગ્રંથી વાળી.

ગોરસ. ૨

નીચેની દોરી અમો તાણીશું, ઉપલી ખીંચો સંભાળી;
સામા રે સામી સન્મૂખતાએ, થઈ રહી એક તાળી.

ગોરસ. ૩

જ્ઞાન ઘમકારા બેહદ વાગ્યા, અનહદ ધુનિ ચાલી;
પરમ વૈરાગનાં પ્રેમ રસ પડતાં, આવ્યું તત્વ સૌ બાહારી.

ગોરસ. ૪

બાંધેલા બંધ સૌ છુટ્યા પછી તો, લેવું સવિત ઉતારી;
**બાલકૃષ્ણ** ગુરુ ગમનાં વલોણાં, તાણે અનુભવી યારી.

ગોરસ. ૫





## પદ ૨

અનુભવ આંખે શોધી લોને સાંખ્યે, શોધી-સદ્ગુરુની સમશ્યાએ;
ત્રકટી તનમાં પ્રકટ પોતે, આપનું આપ લહાયે.....ટેક.

તત્વ જમાવથી તિત વિત ન્યારૂં, અધર તખ્તે રહાયે;
કૈવલ અંશ સૌ ઘટે વંશ, ચૈતન્ય વ્યાપ પ્રભાવે.
અનુભવ. ૧

બ્રહ્મ માયા ભૂત સુત સમૃદ્ધિ, લક્ષ ચોરાસી ઉપાયે;
જડ ચૈતન્યનો યોગ મલ્યો જેમ, મહીમાં તુપ શમાયે.
અનુભવ. ૨

આ મહીનું વલોવણ કરે અનુભવીયા, ઉર્ધ્વગતિ મત ગ્રહાયે;
તન ગોરીમાં ગમ મહીપુરી, મન રવૈયો મુકાયે.
અનુભવ. ૩

અર્ધ ને ઉર્ધમાં ઉભાં રહીને, પ્રણવ દોરી તણાયે;
ગોરીનો ઘોર પહોંચી બ્રહ્માંડે, શૂન્યમાં શબ્દ શમાયે.
અનુભવ. ૪

ઉષ્ણોદક વૈરાગ જળ પાડી, શીતલ પ્રેમોદકાયે;
તત્વ તક્રનો ભાગ ત્યાગ થાતાં, ચૈતન્ય માખણ ચખાયે.
અનુભવ. ૫

ગંભીરા માટમાં માખણ ભરીને, બ્રહ્મ અગ્નિયે તપાયે;
**બાલકૃષ્ણ** તુપ ન્યારૂ રે નિકળી, હરિમુખમાં અર્પાયે.
અનુભવ. ૬





## પદ ૩

શરણાનું સુખ મને આપો શામળીયા, દયાતે દીલમાં ધારી;
અનન્ય અબળા આશ કરૂં છું, થાવા ચરણ અધિકારી...ટેક.

મન કર્મ વચને મેહેર'મ મારા, જાણું સર્વ શિરદારી,
ભક્ત વત્સલ બિરદ પાળો તમારૂં, કરુણાસાગર કિર્તારી.
...શરણાનું. ૧

ચરણ કમળને ચાહુ આવા રે, એ હું પૂર્વ સંસ્કારી,
આ જન્મમાં તો છું રે અભાગી, તે દોષ મુકો વિસારી.
...શરણાનું. ૨

રહેણી વિનાની કુટેલ વૃત્તિ, જ્યાં ત્યાં હું ફરનારી;
અસ્થિરને સ્થિર કરી ઠરાવો, જાણીને નીજ પ્યારી.
...શરણાનું. ૩

પ્રેમ ને નિયમ તો લેશ નથી ને, આશા બાંધી છે અપારી.
પંગુને મેરૂ શિખરે બેસાડો, ઘેલીની અરજ સ્વિકારી.
...શરણાનું. ૪

કલ્પવૃક્ષનું બીજ હ્રદયમાં રોપી, સીંચો પરમાનંદ વારી;
કાયા બગીચો કુશળ રાખો, ત્રિવિધિ તાપ નિવારી.
...શરણાનું. ૫

અનુભવ શાખા અનંત ખીલવો, લેહેકે લત્તાઓ વિસ્તારી;
દશે દિશાના પ્રાણ પ્રવાહ વહી, ઉચરે સ્મરણી તમારી.
...શરણાનું. ૬

જીવન મુક્તાફળ ભખીશું, બેસી અટળ અટારી;
જન્મ મરણની ભૂખ ભાગે તો, **બાલકૃષ્ણ** અધિકારી.
...શરણાનું. ૭



## પદ ૪

દયા કરીને પ્રભુ દ્વાર ઉઘાડો, ઉભી હું ક્યારની દ્વારે;
પ્રભાતમાં મુખ જોવા તમારૂં, આવી છું આનંદ માહારે...ટેક.

મહેલ ઉપર તમે મેડીયે સુતા, સુણો પોકાર નહિ ત્યારે;
પ્રેમ સખીની પિડા ન જોતા, દયા શું નહિ લગારે.
દયા કરીને. ૧

કુટુંબ કબીલો મુકીને આવી, સુતા પતિ પરિવારે;
અન્ન મયાદિકનો શોષ શમાવવા, શું આપું જાગશે જ્યારે.
દયા કરીને. ૨

આ મહીનું વલોવણ મારે વલોવવું, ઘુંચાઈ ઘણી ઘુંચાળે;
નવ લક્ષ ધેનું હજું દોવાની, આ ભાર કોણ ઉતારે.
દયા કરીને. ૩

પાછલી રાતની ઉઠી ઉજાગૃત, તપી હું તિવૃ તપાળે;
તમ આશ્રયે આવી અબળાને, અન્ય તે કોણ ઉગારે.
દયા કરીને. ૪

આ પિંડ બ્રહ્માંડમાં જોયું તપાસી, તમો વિના નહિ માહારે;
સુખના સિંધુ શિર શામળીયા, તો શીદ મરૂ ભવ ભારે.
દયા કરીને. ૫

આ કુટેલ કર્મે બહુ કુટાઈ, નહિ નવરી હું ક્યારે;
**બાલકૃષ્ણ** મુખ જોઉં તમારૂં, તો સંકટ સર્વે હારે.
દયા કરીને. ૬



## પદ ૫

રંક બનીને પ્રભુ દાદ કરૂં છું, અરજ આ મારી સ્વિકારો;
બાંહ્ય ગ્રહી બેલ કરો કૃપાળું, જાણી અંતરે તમારો....ટેક.

ભવની ભવાટવી માંહી ભ્રમાઈ, મિથ્યા ગયો જન્મારો;
અનેક ભાતની આશા રે બાંધી, કુટી મુઓ છું કુટારો.
...રંક બનીને. ૧

સંસાર સાચો માન્યો આ કાચો, ત્યારે તપ્યો છે તપારો.
અસહ્ય સંકટ દેખુ ચૌ દીશે, એ તાપ પ્રભુ નિવારો.
...રંક બનીને. ૨

તંત તમો શું ટુટી ગયો છે, પૂર્વે હતો એક તારો;
જાણ્ય માણ્ય ભક્તિ ભુલ્યો તમારી, ત્યારે કરૂં છું પોકારો.
...રંક બનીને. ૩

મન કર્મ વચને જાણ્યું હવે તો, સકૃત સર્જનહારો;
પ્રાણાધાર વિશ્વંભર પાખે, નહિ ઉગારવા આરો.
...રંક બનીને. ૪

અદલ વિવેક વિના આતુરી, હું તમને ભજનારો;
ફદલ ફારગતી દઈ દયાળું, કરો નિર્ભય ફરનારો.
...રંક બનીને. ૫

પરા પોકારે અરજ કરૂં છું, વિનતી ઉરે ઉતારો;
**બાલકૃષ્ણ** જે રૂપે ભજુતેમ, નિરખું નીજ દેદારો.
...રંક બનીને. ૬





## પદ ૧

(રાગ - પ્રભાત)

આપનું આપ જે પ્રિચ્છતું પ્રાણીયા,
ઈચ્છતું હરિ પદ ઉર હેત આણી;
સંત સંગત વિના સત્યપદ નહિ મળે,
કેમ ટળે અખીલ ઉપાધિ વિટાણી. ટેક.

ઉપાધિને વશ સહું, ઈંદ્રિ ઈશક બહું,
ત્રિગુણી દ્વંદના ફંદ માણી;
તૃષ્ણા તુરંગમાં ભંગ થશે દેહનો,
વારંવાર ફેર ફરો ઘર ધંધ ઘાણી. આપનું. ૧

પંચભૂત ભાગનો ત્યાગ જુકતે કરો,
ચિત્ત ચૈતન્યે ધરો ગુરુગમ આણી;
અનુભવી ગુરુ થકી અલખને લો લખી,
કોહમ્ કોકર્તારને જાણી. આપનું. ૨

વ્યાપક વૃત્તિ તે સ્થાપક સ્થિર કરી,
નિજ પતિ હંગ વિખેરે ઠેરાણી;
**બાલકૃષ્ણ** કહે પ્રવૃત્તિ તો તે ત્યજયા,
નિવૃત્ય દશા સંતની એ એંધાણી. આપનું. ૩

## પદ ૨

આપનું આપ જે અંશ ગતિ ભૂલીયા,
નીજ પતિ ડૂલીયા મૂળ ભેવા;
પ્રણવ ટંકારને શમ કરે શૂન્યમાં,
અનહદ ધુનમાં મોક્ષ લેવા. ...ટેક.



શમવાની ગમગ્રહી, અહંબ્રહ્મ મર્મ લહી,
વિવેક વિશ્વનો નહિ કરે હરિ કેવા?
તો સ્થાવરની કહુ કથી શમ્યા તેમાં શેષ નથી,
વિશેષ શું શમ્યા એથી બની બ્રહ્મ દેવા. આપનું. ૧

વૃક્ષ બીજ શમ્ છે અંકુરો તે તેમ છે,
જેમ છે તેમ સંયમી જેવાં
જાણ્ય વિના અંશમતિ ભુક્તે સ્થાવર ગતિ,
પુનઃ બ્રહ્માંડ વિષે ફરે ફેર કેવા. આપનું. ૨

પ્રવૃત્તિ પરહરી સૌ વૃત્તિ શૂન્યે ઠરી,
જ્યોત જલતી લહી તેહ માની દેવા;
અલખ કહે એહને સૌ લખે તેહને,
જગતના ભક્તનો એજ ભેવા. આપનું. ૩

નાદ સુણનાર જે જ્યોત જોનાર જે,
શ્વાસ ભરનાર તે કોણ કેવા?
પ્રણવ જે પ્રેરતા શબ્દ સંકેલતા,
ચૈતન્ય હેરતા સો દ્રગેવા. આપનું. ૪

લહે નહિ અંશ ગતિ, તવ નવ લહે પતિ,
મહત્ બ્રહ્માંડથી રહિત જેવા;
શ્રીમત્ કુવેર હરિ કથતા નિર્ણય કરી,
**બાલકૃષ્ણ** ત્યાં વરી મમ સુરત સેવા. આપનુ. ૫

## પદ 3

સગુણ જે ભક્તિના ભક્ત શું કૃત્ય કરી,
ભક્ત હું ઉર ધરી કરતા રે વાદું;
નિર્ગુણી ભક્ત તે જડ ભૂત ત્યાગતા;
અદ્વૈત ચૈતન્ય બ્રહ્મ ગણે મહાદુ. ...ટેક.



સગુણી તે મુખે જપે સીતાવર ઈષ્ટ થપે,
કોઈ રાધાકૃષ્ણ રટે વિષ્ણુ મત રાદુ;
વિપ્ર કહે શિવ શિવ ગાયત્રીનો જપ દિવ્ય,
સંધ્યા મુદ્રા અંગ ન્યાસ કરતા જડાદુ. સગુણ. ૧

નૃત ગાનતાન કરે પ્રકૃતિ આવેશ ધરે,
ઠમક ફુંદડી ફરે લીલા રસ વાદુ;
લંબ સ્વરે વેદ ભણે બ્રહ્મ ભેદ નવ ગણે,
સુરતા પ્રવૃત્ત પણે પરોક્ષ પ્રતિ પાદુ. સગુણ. ૨

શ્વાસા થકી શબ્દ ઉઠે આદ્યે શ્વાસા શબ્દ પૂઠે,
ઉદય થઈ અંક ધુન લયમાં સમાદુ;
સગુણી શબ્દની જાણ શબ્દાતિતથી અજાણ;
અક્ષે આત્મા લક્ષ વિના રહે છે પ્રમાદુ. સગુણ. ૩

ત્રિપુંડકે ઉર્ધ્વ કરી રૂદ્રાક્ષ કે વૃંદા ધરી,
વરણમત મદભરી ભરમત ભાદુ;
કોઈ ચત્રુભુજ ધારી કોઈ લીંગકાર વાળી,
પુજા સોડષોપચારી પ્રત્ય પુજનાદુ. સગુણ. ૪

દેવ ઋષિ પિતૃશ્રેષ્ટ ભવિતને માની ઈષ્ટ,
બ્રહ્મ યજ્ઞ વૈષ્ણદેવ કરે તર્પણાદુ;
કર્મકાંડ ક્રિયા રચી તેમાં જગત રહ્યું પચી,
સ્વાહા સ્વધા અર્પ્યતાં જે જે ઉત્પન્નાદું. સગુણ. ૫

દેવળ પ્રકંમા કરે વૃંદાવ પૂંઠે ફરે,
ચૈતન્યેન ચિત્ત ધરે જુએ દ્રશ્ય નાદુ,
અમુલ્યાભૂષણ વાગા નિર્ખે નખ શિખસાગા,
નહિ આત્મ અનુરાગા સગુણ વિત્ત ચાહાતું. સગુણ. ૬





પંચભૂતી ઘાટ ભયા તેના દ્રગ જીવ થયા,
સગુણ ભક્ત તેને કહ્યા અંત મધ્યે આદુ;
જડમાં ચૈતન્ય રહે નિર્ગુણી તેને લહે,
વેદમાં અદ્વૈત કહે ઉભયે એ વાદુ. સગુણ. ૭

વનવૃક્ષ બીજ બહુ જલ થકી ઉગે સહુ,
તેમ વારી વત્ કથ્યું બ્રહ્મ સર્વે માદુ;
નવ લહે મૂળ ગતિ કોણ બીજ તોય પતિ.
ઉદયે કર સર્વ શિર **બાલકૃષ્ણ** આદુ. સગુણ. ૮

## પદ ૪

પ્રશ્ન એક ઉદ્ભવ્યો કહો જ્ઞાની પંડિતા,
પિંડમાં વિત્ત તે કોણ રૂપે?
વેદ વેદાંગમાં સર્વ વ્યાપક કહ્યા;
નિર્વિકલ્પી લહ્યા બ્રહ્મ રૂપે. ....ટેક.

તમે વેત્તા કો મતા અહંબ્રહ્મે અટકતા,
કે પરમ સિદ્ધાન્તમાં સુરત ખુપે;
તમે પ્રકાશ બ્રહ્મકે પ્રકાશીક અંશ છો,
તમો શિરે કર્તા કે અકર્તા અરૂપે? પ્રશ્ન. ૧

વળી શંકા હવી પુનઃ આદ્યે બ્રહ્મ દુજુશૂન્ય,
વિના વૃત્તિ રિદ્ધિનીતિ કલપ્યાં છે કોણે?
શૂન્ય સહીર તત્વથી લક્ષ ચોરાસી થઈ,
કલ્પભર સજ રહી શમે અંતે શૂન્યે. પ્રશ્ન. ૨

નિર્વિકલ્પ ભક્તિની ભાવના અહંબ્રહ્મ.
તો પિતા વિંઢળથી પુત્ર ક્યાંથી પોતે?
આ સૃષ્ટિ ક્રમ વિધિ મૂળ કર્તા વિના નહિ,
ન્યાય લહો સત્ય કહો બ્રહ્મ કર્તા હોય તે? પ્રશ્ન. ૩





બીજમાં અંકુરવત્ રહી શમ દમ રત,
મોક્ષ માન્યો તત બ્રહ્મ વાદી ભૂપે;
પણ જોતા નહિ નીતિ સૃષ્ટિક્રમ અથ ઈતિ,
કર્તાની ભિન્ન ગતિ પર બ્રહ્મ ઉપે. પ્રશ્ન. ૪

સ્થૂલાદિક દેહોમાં નખશિખે બ્રહ્મ ભર્યો;
આદ્ય મધ્ય અંતમાં સભર શૂન્યે;
આવે નહિ જાવે નહિ ક્ષીણ નહિ બ્રહ્મ સો,
તેમ છતાં સ્થૂલ મરે કહો કોણ એ? પ્રશ્ન. ૫

લંબ દેહ છેદતાં અગ્ર ભાગ ઉગરે,
પ્રષ્ટ તનું અલ્પ તે કેમ મૂએ?
**બાલકૃષ્ણ** વ્યાપક વૃત્તિ વિચારતાં,
પ્રકાશકને બ્રહ્મથી પર જુએ. પ્રશ્ન. ૬

## પદ ૧

(રાગ - વસંત)

॥ સાખી ॥

ફાલી ફુલી બહુ લળી, વિશ્વ વિચિત્ર ભાત;
પ્રણવ તારે પરોવીયાં, કમળ એકને સાત. ૧

વસંત રતમાં ખેલીએ, સંતની વય છે સાર;
અનુભવ કેશર છાંટીએ, પ્રેમ ભરી પીચકાર. ૨

વસંત ફૂલ્યો આરતે, અનુભવતાં ઓમકાર;
અણુઅણુએ અમીરસ ઝરે, ઉર્ધ્વ ગતિ એકતાર. ૩

ગુમાન ગુલાલ ઉડાવીએ, અનુભવ કેશર રંગ,
ચૈતન્ય ચોટ સધાવતાં, ભીજે હરિનું અંગ. ૪





વસંત વ્હાલો સર્વને, જેમાં આનંદ પ્રેમ;
કઈડાને શા કામનો, આરત નહિ તો એમ. ૫

ધન્ય ધન્ય નંદનું દ્વાર રે, આનંદ બહુ પાઈ,
આનંદ પાઈને સન્મુખ થાઈ;
જ્યાં ગુણવંત ગીરીધાર રે, સખી મીલન આઈ. ટેક.

જુથે જુથ આવી સબ સખીયો;
કરતી નમન બહુ વાર રે આનંદ બહુ પાઈ. ધન્ય. ૧

આરત રતનો દિન સોહાગી;
રમવા વસંત વિહાર રે. આનંદ. ધન્ય. ૨

નિર્લજ દિન વસંતન વાગા;
પહેર્યા પંચરંગી સારરે. આનંદ. ધન્ય. ૩

અબીલ અસત્ય ઉડાવ્યો મૂઠડે,
નાંખત ગુમાન ગુલાલ રે. આનંદ. ધન્ય. ૪

અંતઃકરણ પીચકારીના પરજટ,
છાંટત પ્રેમ પ્રસાર રે, આનંદ. ધન્ય. ૫

ફોગટ ફંદના ફગવા રે ફેંક્યા,
મોહી મુખ પર મોર રે. આનંદ. ધન્ય. ૬

પ્રેમ ગલીમાં ગરદ મચાઈ,
અરસપરસ એકતાર રે. આનંદ. ધન્ય. ૭

શુદ્ધ સંકલ્પ કેસર રસ ઘોળી,
ભીજાવ્યા ભરથાર રે. આનંદ. ધન્ય. ૮

સઘળો રંગ સમર્પ્યો ત્યારે,
કરી કરુણા કીરતાર રે. આનંદ. ધન્ય. ૯





અભયે ગોઠ વહેંચી તત્કાલે,
ન્યાલ કરી વૃજનાર રે. આનંદ. ધન્ય. ૧૦

અભય ગોઠ અનુભવની દેશો,
**બાલકૃષ્ણ**ને લગાર રે, આનંદ. ધન્ય. ૧૧

## પદ ૨

જેને આરત છે ઉર માંહાંય, તે ખેલે હોરી,
અનીહોરે તે ખેલે હોરી.
તે જાણે વસંત રત કાય, રમવા રંગ હોરી. અની. જેને. ૧

આ મનુષ્ય વસંતી દેહ પામર શું જાણે; અની.
કરે હરિ શું આરત જેહ તે સૌ રંગ માણે. અની. જેને. ૨

જે આરત વિના અજ્ઞાન નીજ રૂપ નહિ પેખે, અનીહોરે.
તે કરડા વૃક્ષ સમાન અવસર અલેખે. અની. જેને. ૩

સમજે સંતની વય સાર બાળ યોવન વિના, અની.
નહિ વૃદ્ધા વય દેદાર દેહાતીત્ ચીન્યા, અની. જેને. ૪

આ વસંત રત મહિમાય, કમળ ખીલ્યાં આઠે, અની.
વળી સરૂ તરૂવર સમુદાય રોમ રોમને ઘાટે. અની. જેને. ૫

રમે અખંડ વસંત વિહાર પ્રેમ સહિત પોતે, અની.
રહી આત્મ સુરત એકતાર ખેલ ખેલે ખંતે. અની. જેને. ૬

ગાળી પ્રપંચ પતંગી રંગ જુઠા જોઈ જગના, અની.
સખી છાંટે ભરી ઉમંગ પાત્રો બહુ રંગના. અની. જેને. ૭

ત્યારે મારે હરિ પીચકાર સખી રસબસ ભીજે, અની.
ભરી કરૂણા કેસર ધાર અનંત છીદ્રે દીજે. અની. જેને. ૮



સખી અબીલ અસત્ય ઉડાય, મોહી મુખ લાલનને,
સૌ ગુમાન ગુલાલ ગુમાય, મોહ મત્સર બલને. અની. જેને. ૯

ત્યાં ગરદ મચી અપાર ભાન ભુલી તનનું, અની.
બની સખીયો ચીત્રાકાર મુખ જોઈ મોહનનું. અની. જેને. ૧૦

જોતાં અંત્રીક્ષે દેવ સખીનો પ્રેમ ઘણો, અની.
સ્થંભ્યાં સર્વે તત્ખેવ જે જ્યાં તેમ ગણો. અની. જેને. ૧૧

જેમ વિંટાઈ ચંપે વેલ શોભા સરસ અતિ, અની.
લીલ મણિમુક્તા ફલબેલ, તેવાં શ્યામ સતિ. અની. જેને. ૧૨

સખી સન્મૂખ ધારી ચોટ જી લેવા સારૂં, અની.
લીધી ગુણવંત પાસે ગોઠ અભય પદ પ્યારૂં. અની. જેને. ૧૩

ધન્ય ધન્ય વસંત વિહાર અખંડ ખેલે હોરી, અની.
જાય **બાલકૃષ્ણ** બલિહાર રહી સુરતા દોરી. અની. જેને. ૧૪

## પદ ૩

ખેલ મચાવ્યો ખંતીલે, જુઓને આ ખેલ મચાવ્યો ખંતીલે. ટેક.

આ ખેલમાં તો સૌ કોઈ ખુપ્યા રે,
ન જોયા ખેલારી મહંતી લે. ...જુઓને. ૧

ત્રિગુણ ફાલ્ગુણ ફાલ જોઈ ફુલ્યા રે,
આરત રતમાં ખીલે. ...જુઓને. ૨

વિષયાનંદ પંચરંગી ભરીયો રે,
બહુધા તન ભાતી લે. ...જુઓને. ૩

ઈંદ્રિ ઈશક પીચકારી વેગે રે,
અન્યો અન્ય છાંટી લે. ...જુઓને. ૪



નરનારી નીજગુણ સ્ફુરાવી રે,
રમે રમત રંગીલે. ...જુઓને. ૫

અબીલ ગુલાલ ઉરમીનાં ઉંડે રે,
ભર્યાં અંતઃકરણ દીલે. ...જુઓને. ૬

તત્વ વિચાર સાર ફગવા ફેંકી રે,
પંડિત પુરાણીઓ ફુલે. જુઓને. ૭

વાક્ વૈખરીનો વાદ ચલાવી રે,
અહંબ્રહ્માસ્મિ ભુલે. ...જુઓને. ૮

ત્રિગુણી તાલ મોહ મ્રદંગ વાજે રે,
મન ગાવે ને સૌ ઝીલે. ...જુઓને. ૯

આત્મ અર્ક ઘેર્યો અતિ ગરદે રે,
તો કુટેલ કર્મ કસી લે. ...જુઓને. ૧૦

ફોગટ ફાલ્ગુણ માસ ખીલ્યો છે રે,
કોઈ રમે કો નાચી લે. ...જુઓને. ૧૧

રમત ગમતમાં નિશદિન વિત્યા રે,
ત્યાં ગોંઠ વહેંચી ગામી લે. ...જુઓને. ૧૨

જન્મ મરણની ગોઠ લઈ ગરજ્યા રે,
ઠીઠ દીધું દાતી લે. ...જુઓને. ૧૩

મિથ્યા વર્સતી આ માયા રંગ રે,
તે વિરલા સંત સમજી લે. ...જુઓને. ૧૪

સમજુપુરૂષ તે સમજી ખેલે રે,
અખંડ ખેલ ગોતી લે. ...જુઓને. ૧૫

અખંડ વસંત સંતની વચે ખેલો રે,
બની બાલકૃષ્ણ રાતી લે. ...જુઓને. ૧૬





## પદ ૪

રંગ ભેર રમવાને આવીયા ગુરૂ દ્વારે, ગુરૂ રે ગુરૂ દ્વારે,
કરવા રંગરેલ, શિવ સનકાદિક ખેલીયા સુખદેવ.
સુખદેવ રે સુખદેવ;
સંત વસંતનો ખેલ, રંગભેર રમવાને આવીયા ગુરૂદ્વારે.
...રંગ. ૧

રમત માંડી ગુરૂ ખેલતા સંત પ્રત્યે, સંગે હરિજન વૃંદ;
ખેલ સનાતન ધર્મનો ભેદ ભરીયો, મહા મસ્ત આનંદ.
...રંગ. ૨

કાયમ કુવેર ગુરૂ દ્વારમાં જઈ જોડ્યો, રમવા અનુરાગ;
અદ્‌ભુત જ્ઞાન ટહંકારનો સુણી નાદ, લેવા રમતમાં ભાગ.
...રંગ. ૩

ગુરૂ અધ્યાત્મ બળથી રમે ખેલ ન્યારો, ગતિ અગમ અપાર.
કરૂણા કેશર રંગ ચોટથી તાકી મારે, અનુભવ પીચકાર.
...રંગ. ૪

ધર્મ ધ્યાન ને ધારણા ભરી ઝોળી, સંયમની સદાય;
સુરત નુરતના તારથી અનહદમાં, ખેલાવે ગુરૂરાય.
...રંગ. ૫

દ્રષ્ટાંતની ઝડીયો પડી સિદ્ધાન્તે, સમજાવે સાર;
અનુમાનના પ્રમાણથી અનુભવની, મચી ગરદી અપાર.
...રંગ. ૬

પ્રશ્નોતરના પુષ્પની ખીલી કળીયો, વનસ્પતિ અઢાર;
વૃક્ષલત્તાઓ વિસ્તરી અમ ઉપર, ઝરે અમૃત ધાર.
...રંગ. ૭

અનુભવ વચન વિલોકતાં દિવ્ય ભાસે, ગુરુ તો હરિ આપ;
આવરણ સૌ અલગું કરે શી ઝરણા, દયા દ્રષ્ટિ અમાપ.
...રંગ. ૮





ત્યારે સન્મૂખ ચોટે મારતા અધિકારી, પ્રણવ પીચકાર;
દાવ સોહમ્ પર સાધતા ભરી ભરીને, ઉલટ ૐકાર.
...રંગ. ૯

અરસપરસ ગોષ્ટિ બની ગુરુ ગમમાં, થઈ રહી એકતાર;
રંગ ઉડ્યો અતિ જોરમાં આ ભવનો, મિથ્યા ભભકાર.
...રંગ. ૧૦

જ્ઞાન ભક્તિ વૈરાગની જોઈ જુક્તિ, રિઝ્યા હરિ ગુરુ સંત;
મોક્ષ પરમપદ આપીને શોભાવ્યો, રૂડો અખંડ વસંત.
...રંગ. ૧૧

સદ્ગુરૂ સંતના વૃંદમાં સુખભારી, અહોનિશ ઉલ્લાસ;
કરુણાસિંધુમા ચરણમાં રહેવા, **બાલકૃષ્ણ**ને આશ.
...રંગ. ૧૨

## પદ ૫

શું ગુલાલ ભરો ગીરધારી, જરા વાત કરોને વિચારી;
આ શરમ ત્યજો શું ધારી, શું ગુલાલ ભરો ગીરધારી. ૧

વ્હાલા કુળ અમારૂં તપાસો, અમને ના ઘટે આ તમાસો;
આથી જાએ હુરમત હમારી, શું ગુલાલ ભરો. ૨

અમો બડા બાપનું છોરૂં, ગણીયે સૌ બંધવ સમોરૂં;
તો લજયા રહે હમારી, શું ગુલાલ ભરો. ૩

તમે આહીર જાત અટ, ફરો વનવિષે વનમાળી;
તમે નંદ ઘેર ગાયો ચારી, શું ગુલાલ ભરો. ૪

વ્હાલા પાનુ પડ્યું છે ભેળુ, પૂર્વેના અંકુરે નિર્મેલું;
અમો તમો ઘણાં સંસ્કારી, શું ગુલાલ ભરો. ૫





સૌ નારી તણી રીત જુદી, જેમ બગ હંસાની બુદ્ધિ;
તેમ અમો વિના સૌ નારી, શું ગુલાલ ભરો. ૬

તે જેમ કરે તેમ છાજે, તે ફરે સદા નિર્લાજે;
તમે જો જો મન વિચારી, શું ગુલાલ ભરો. ૭

અમે મન કર્મ વસુંને ધારી, અમે પતિવૃત પળીયે નારી;
રહી સુરત નુરત એક નારી, શું ગુલાલ ભરો. ૮

અમે કોઈથી ડરાવ્યાં નહિ ડરીએ, સદા નિર્ભય થઈને ફરીએ;
સૌ રહે અમોથી હારી, શું ગુલાલ ભરો. ૯

ડરાવી ડરશે તે બીજી, હું નાખીશ કોઈ દિન ખીજી,
તમે પલટો વૃત્તિ સારી, શું ગુલાલ ભરો. ૧૦

તમે કર્તવ્ય કરોને વિચારી, છો સદાય તમે અધિકારી;
શું વચન સહો ધિક્કારી, શું ગુલાલ ભરો. ૧૧

હવે સંક્ષેપે સમજાવું, અમો વેગે નીજ ઘેર જાવું;
તમે મોહન મન રહો મારી, શું ગુલાલ ભરો. ૧૨

ફરી આ રસ્તે નહિ આવું, હવે ઉલટ ભૂમિયે જાવું;
ત્યાં **બાલકૃષ્ણ** સુખકારી, શું ગુલાલ ભરો. ૧૩

## પદ ૧

(પદ - હોળી)

મારા પીયુજી વસે રે પરદેશ,
વાલમ વિણ આતુર હંમેશ, મારા પીયુજી વસે રે પરદેશ. ટેક.

આવે નહિ કોઈ જાવે નહિ, સખી કોણ સંદેશો રે કહેશે;
મોહ સાગરમાં મૃગજલ ભરીયું, દેખંતાં દુસ્તર દીશે;
વાણી મન ત્યાં ન પ્રવેશે. મારા પીયુજી. ૧





પ્રરમ વિકટ છે પંથ પ્રભુનો, પત્ર લઈ કોણ પેસે,
શૂન્ય પર શૂન્યમાં નિહંગ નિયંતા, અધર તખ્ત પર બેસે;
નિગમ પણ નેતિ કહેશે. મારા પીયુજી. ૨

જાગૃત વસંત ખીલ્યો બાહ્ય અંતર, વિરહી તે શું સુખ લેશે;
મુજ અબળાના પ્રાણ પ્રિયતમ, વિનાની વેદનાયો સહેશે;
વેગે વહેલા આવો આ દેશે. મારા પીયુજી. ૩

હોંશ મને ઘણી હોળી રમ્યાની, આવી છું નૌતમ વેષે;
અમુલ્ય દિન આરતનો ધારી, સજ્યું સાહિત્ય વિશેષે;
અલૌકિક તમોવત્ દીશે. મારા પીયુજી. ૪

અગરબત્તી વૈરાગ્યની પ્રજલી, તે વાસના કોણ ગ્રહેશે;
ચૈતન્યતાનું ચંદન ચરચ્યું, ખીલ્યો પ્રેમ કમળ કળીસે;
આકર્ષણ ઉર્ધ્વ ગતિસે. મારા પીયુજી. ૫

ઝળહળ જ્યોત પ્રણવની પ્રગટી, તિમિર રહ્યું નહિ લેશે;
ફોગટ વિત્તાના ફગવા લીધા, ફેંકવા તમપર રીસે;
લેવા ગોઠ મોક્ષની નિસ્સે. મારા પીયુજી. ૬

પ્રપંચ રંગ પતંગ ઉડાઉ, ઘુમર ગુલાલ અતિશે;
અનુભવ કેશર ઘોળી છાંટે, બાલકૃષ્ણ તમ વિષે;
સજી સખી પાંચ પચીસે. મારા પીયુજી. ૭





## પદ ૧

(વળામણાં)

ક્યારે પધારશો શ્યામ;

કરુણાનીધિ ક્યારે પધારશો શ્યામ. –ટેક.

અંતરની દાખો અમ પ્રત્યે,

અમૃત વચને વિરામ. કરુણાનીધિ....૧

ચરણ કમળ નિવાસી અલીમય.

ન જાણશો હું હરામ. કરુણાનીધિ....૨

પ્રાણ વડે પ્રાણવાયુ રે ચાલે,

તેવું સનાતુ છે શ્યામ. કરુણાનીધિ....૩

શુદ્ધ પતિવૃતની અર્ધાંગ્ના,

તમે દક્ષણ હું વામ. કરુણાનીધિ....૪

આદ્ય મધ્ય અંતે આધાર રૂપ છો,

પાલક ચાલક સુખ ધામ. કરુણાનીધિ....૫

મન કર્મ વચને મેહેરમ મારા,

હું સરિતાને ઠરવા ઠામ. કરુણાનીધિ....૬

પરમ પ્રકાશક અંતર દેવા,

ન કરો વિયોગનું કામ. કરુણાનીધિ....૭

મહોદધિમાં મૂકી ચાલ્યા હવે,

રહેશે કઈ પેરે હામ. કરુણાનીધિ....૮

ખાન પાન ભોગ લાગે અલુણા,

ઘર ગ્રામ સુનું તમામ. કરુણાનીધિ....૯



પ્રભુ વિયોગે હારી રે બેઠો,
હામ ઠામ ને વળી દામ. કરુણાનીધિ....૧૦

અંતર વૃત્તિના અધિપતિને,
ન કરવું ઘટે આમ. કરુણાનીધિ....૧૧

સુરત મેળાવે સન્મુખ રહેજો,
દિવ્ય સ્વરૂપ આઠે જામ. કરુણાનીધિ....૧૨

**બાલકૃષ્ણ** કહે અરજ અંતરની,
સ્વીકારો પ્રભુ પ્રણામ. કરુણાનીધિ....૧૩

સમાપ્ત





## મહંત શ્રી સરજ્યુદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




એકલ પ્રેમ પહોંચે નહી, જહાં જહાં જાય ફસાય,
જબ સતગુરૂપે ઉપજે, પ્રેમ અમુલ કહેવાય.

## સંત શ્રી નિર્મળદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




પ્રેમ નેમ પ્રીત્યે કરી, ઘરો શ્રીમંત કુવેર શરન;
નારણદાસ નિશ્ચે કહે, મીટે જનમને મરણ.

## મહંતશ્રી મોહનદાસજી ગુરૂશ્રી લક્ષ્મણદાસજી



સંધી મેળવી સ્વરૂપકી, અરૂપ હતી જેહી વાત;
ગુરૂ ગમ વાળા સમઝશે, પ્રત્યક્ષ પ્રમાણ સાક્ષાત

સુક્ષ્મ દ્રષ્ટિ પસારતા, જ્ઞાની સમઝે ભેદ;
અણ સમજુને અજાણ છે, કરે શબ્દ ઉછેદ

મોહન મરમ સમજી ગયો, લહ્યો ગુરૂ ગમ સાર;
ગુરૂ લક્ષ્મણ લક્ષે કરી, ઉતરવા ભવ પાર

